કરાચી શહેર અને કરાચી તાલુકા

# ભૂગોળ વિદ્યા

સોલ એજન્ટ,

મેસર્સ કાળીદાસ એન્ડ મકનજી

સદર બજાર,—કરાચી

પ્રકાશક,

નર્ભેરામ પુરૂષોત્તમદાસ મોર

કિંમત રૂા. ૦-૪-૦

# બીજી આવૃતિની પ્રસ્તાવના.



પ્રાથમિક શાળામાં અભ્યાસ કરતાં કુમળાં બાળકોનાં હાથમાં શહેરના નિરિક્ષણ માટે તેમજ તેમને શિક્ષણ આપતા શિક્ષકોને દરેક રીતે ઉપયોગી થાય એવી યોજના આ નાનકડી ચોપડીમાં કરવામાં આવી છે. પહેલી આવૃતિની પ્રતો ખપી ગઇ હોવાથી તેની બ્હોળી માગણીને લીધે ઘટતા સુધારા વધારા સાથે સારા જાડા કાગળ અને કદમાં વધારો કરી આ બીજી આવૃતિ બહાર પાડવામાં આવી છે. સ્થાનિક સ્થળોનાં થોડાક ચિત્રોનો પણ એમાં સમાસ કરવામાં આવ્યો છે. છતાં પણ તેની 'તમાં કંઇપણ વધારો કરવામાં આવ્યો નથી. આશા ાં આવે છે કે શિક્ષકવર્ગ અને બાળકો તેનો .તો ઉપયોગ કરશે.

પ્રકાશક.

# શિક્ષકોને સૂચના.

૧. નિશાળોમાં શીખવવાના વિષયોમાં ભૂગોળ પદ્ધતિ પુરઃસર શીખવાતી નથી, એમ વખતો વખત આપણને કહેવામાં આવે છે. એ વિષય શીખવવાની ખરી પદ્ધતિ ખાતા તરફથી છપાયલી "શિક્ષકોને સૂચના" નામની ચોપડીમાં સવિસ્તર બતાવવામાં આવી છે ખરી, પણ એ સુચનાનો અમલ હજુ થોડીજ નિશાળોમાં અને થોડેજ અંશે થએલો જોવામાં આવે છે. એનું કારણ એ જણાય છે કે સાધારણ શિક્ષકોને માટે ખાલી સુચનાજ પુરતી નથી. એમ ધારીને ખાતાએ જુદા જુદા જીલ્લાની ભૂગોળ તૈયાર કરાવી છે. અને જુની થઇ ગયેલી હોપ કૃત ભૂગોળની જગ્યાએ બીજી તરેહ તરેહની નવી ભૂગોળ તૈયાર કરાવી છે. એ નવી ભૂગોળથી ત્રીજા અને તે ઉપરાંતના ધોરણમાં શિક્ષકોને ભૂગોળ શિક્ષણના સંબંધમાં પુરતી મદદ મળી છે ખરી, પરન્તુ બીજા ધોરણના શિક્ષકો અને તેમાં પણ ખાસ કરીને આપણા સિંધ પ્રાંતમાંના શિક્ષકો તો તદ્દન સાધન વિનાના રહેલા છે. એમ ધારી તે ખોટ પુરી પાડવા માટે આ પ્રયત્ન આદરેલો છે.

૨. શરૂઆતમાં દિશાઓનું ભાન કરાવ્યા બાદ શહેરની ભૂગોળ શરૂ કરતાં કેટલાક સવાલો યોજી કાઢી ભૂગોળ સંબંધી દરેક જાતની હકીકત છોકરાઓ પાસેથીજ કઢાવવી. છોકરાઓ જવાબ ન દઇ શકે તો અધીરા બની તરત હકીકત કહી દેવાની નથી. પણ તેઓને વખત આપીને ફરીથી વધારે સહેલી ભાષામાં તેજ મતલબના બીજા સવાલો પૂછીને તેમજ તેમની પાસે નિરીક્ષા વગેરેથી તપાસ કરાવી ખરા જવાબ કઢાવવાની કોશિશ કરવી. આમ કરવાથી ઝીણી નજરે જોવાની અને બારિક તપાસ કરવાની ટેવ છોકરાંઓને પડશે.

૩. છોકરાંઓ સવાલના જવાબ છૂટા શબ્દોમાં આપે તે કબુલ ન રાખતાં શિક્ષકે તેમને સંપૂર્ણ વાકયમાં જવાબ. આપતાં શીખવવું જોઇએ. એમ કરવાથી તેમનું ભાષા જ્ઞાન સુધરશે, અને વાતચીત કરવાની તેમનામાં ઝડપ આવશે.

૪. માત્ર સવાલ જવાબથી છોકરાંઓને કંટાળો ન ઉપજે તે માટે શિક્ષકે વખતો વખત તેમને ચાલતા વિષય સબંધી વાતચીતમાં ઉતારવાં અને નિશાળ અથવા બીજી કોઇ જગ્યાને લગતી હકીકત પરથી વાત જોડીને કહેવી અને તેમની પાસે કહેવડાવવી.

૫. વળી બીજા ધોરણમાં ભૂગોળના ક્રમ પ્રમાણે છોકરાંઓએ લીધેલા માપ પરથી શિક્ષકે જમીન પર પાટિઉં મૂકીને નિશાળના ઓરડાનો નકશો ( પ્લાન ) કાઢવો, અને છોકરાંઓ પાસે * ફૂટપટીની મદદથી સ્લેટ પર અથવા એ.કવતી લાકડાંના પાટીઆં પર તે કઢાવવો. ઓરડાનો પ્લાન કાઢતાં આવડયા બાદ આખી નિશાળના પ્લાન કાઢતાં શીખવવું, અને ત્યાર પછી થોડે વખતે નિશાળ અને તેની આસપાસના ક્વાર્ટરનો અથવા શહેર કે તેના અમુક ક્વાર્ટરનો નકશો શિક્ષકે કાઢવો. આ છેલ્લા નકશામાં નિશાળનું સ્થળ નાના સ્કેલ પર બતાવવું, અને જે જે રસ્તે અથવા ફળીયામાં થઇ છોકરા નિશાળે આવતાં હોય તે તે રસ્તાઓ નકશામાં બતાવવા વિદ્યાર્થીને કહેવું. આ પ્રમાણે નકશા સંબંધી તેમનો વિચાર ઠીક બંધાશે.

૬. માપ લેવાની શરૂઆતમાં પગલાં ભરીનેજ અંતર મપાવવાનું સુગમ પડશે, અને એક પગલાં જેટલું અંતર આંગળીના એક ટેરવા જેટલી લીટીથી બતાવવું ઠીક પડશે. આ પ્રકારના માપના અનુભવ માટે કેટલાંક સ્થળોની ઉંચાઇ પણ બતાવવામાં આવી છે.

૭. આમ શહેર કે ગામની ભૂગોળ શીખવ્યા બાદ તાલુકાની ભૂગોળ નકશા પરથી શીખવવી. શિક્ષકે પહેલાં છોકરાંને નકશો બતાવવો અને તેના કદ અને આકાર ધ્યાન પૂર્વક જોવાનું કહેવું. ત્યાર બાદ તેની સીમા બતાવવી અને પછી મુખ્ય ટેકરીઓ, નદીઓ, વહેળા, નહેરો અને તળાવ વગેરે કુદરતી રચનાઓ બતાવવી. અને તેમનાં નામ શીખવવાં. જો તાલુકો દરિયા કાંઠે આવેલો હોય તો જમીનની અંદર આવેલી દરિયાની ખાડીઓનાં અવલોકન પરથી દરિયા-કાંઠાની જમીનની રચના સમજાવવી. પછી તે તાલુકાની જુદી જુદી જાતની જમીન હોય તેવી જમીનની જાતો અને તેની ફળદ્રુપતા સંબંધે સાદી સમજણ પાડવી. અને જે જાતના મુખ્ય પાક તે તાલુકામાં ઘણા થતા હોય તે શીખવવા. આ પછી મુખ્ય વેપાર ઉદ્યોગ અને તેનાં મથકોની માહિતી આપવી. તથા લોકોને આવવા જવાના તેમજ માલ લાવવા લઇ જવાના રેલ્વેના, પાકી અને કાચી સડકોના, અને નદીઓ, દરીઆ વગેરેના વહેવારી રસ્તાઓની સમજણ પાડવી. આટલું શીખવ્યા પછી શિક્ષકે તાલુકાના રાજ્ય વહીવટની સમજણ પાડવી. તાલુકાના મહેસુલ ( રેવન્યુ ) ખાતાના, ન્યાય ખાતાના અને પોલીસ ખાતાના અમલદારોના સરકારી હોદ્દાઓ ( નામો ) અને તેમની ફરજો શી શી છે તે બતાવવું. ગામના શોતળા કારકુન તથા તે શું કામ કરે છે તે વિષે જ્ઞાન આપવું. આ થયા પછી જાણવા લાયક જગ્યાઓનાં પ્રત્યક્ષ અવલોકન કરાવી તેનાં સાદાં વર્ણન બાળકોને કહેવાં. કસ્બા ( તપા ) તથા ગામોનાં નામ શિખવવાં અને સામાન્ય વર્ણન તેમની આગળ કરવું. આનું શિક્ષણ આપતાં યાદ રાખવું કે છોકરાંઓને માત્ર નામોની યાદી આપવી એ નકામું છે. જો છોકરાં 'કોઇ' ગામ કે કસ્બાનું નામ જાણતાં

હોય તો તેની સાથે તે ગામ કે કસ્બો પોતાના ગામ કે કસ્બાથી કેટલે દુર છે, તે પ્રમાણમાં કેવડો છે. તેનો સાધારણ દેખાવ કેવો છે. અને ત્યાંના રહેવાશીઓનો મોટે ભાગે શો ધંધો છે એ વિષેનો પણ કંઇક ખ્યાલ તેમના મનમાં આપવો. દરેક પ્રસંગે નકશાનો ઉપયોગ કરવો ભૂગોળ વિષયક કોઇ પાઠ નકશા વિના આપવો નહિ.

૮. ભૂગોળમાં આવતા પારિભાષિક શબ્દો (ભૂશિર, બેટ વગેરે ) જેમ જેમ આવતા જાય તેમ તેમ પ્રસંગાનુસાર માટીના નમુનાથી અને નકશાની મદદથી ભાન કરાવવું. વ્યાખ્યાઓ કદિ પણ ગોખાવવી નહિ.

૧૦. છેલ્લે એટલું કહેવાની જરૂરત છે કે શિક્ષકે શિખવતી વખતે છોકરાં સાથે ઘણીજ સાદી અને તેઓને એકદમ સમજ પડે એવીજ ભાષા વાપરવાનું ધ્યાનમાં રાખવું.

૧૧. આશા છે કે ઉપરની સૂચના ધ્યાનમાં રાખી શિક્ષકો આ પુસ્તકનો સારો ઉપયોગ કરશે અને ગામ કે શહેરની ભૂગોળ શીખવવાની પદ્ધતિમાં સમયાનુસાર સુધારો દાખલ કરશે એવી આશા છે.

**વસંતપંચમી**
સંવત્ ૧૯૮૬

પ્રકાશક.
**નંદરામ પીતાંબરદાસ.**

# ભૂગોળ વિદ્યા.

## પ્રકરણ ૧ લું.



દિશાઓ—એક સ્થળ બીજા સ્થળની કઇ બાજુએ આવેલું છે તે જાણવા માટે દિશાઓ કલ્પેલી છે. જ્યાં આપણે ઉભા રહીએ ત્યાંથી ડાબા જમણી આગળ અને પાછળ એ આપણી દિશાઓ ગણાય, અને બીજો કોઇ માણસ બીજી જગાએ ઉભેલો હોય ત્યાંથી ઉપર મુજબ તેની દિશાઓ ગણાય, દિશાઓ ચાર છે. ૧ પૂર્વ ૨ પશ્ચિમ ૩ ઉત્તર અને ૪ દક્ષિણ.



# દિશાઓ પારખવાની જુદી જુદી રીતો.

૧. જે દિશામાં સૂર્ય ઉગે છે, તેને પૂર્વ કે ઉગમણી દિશા કહે છે. જે દિશામાં સૂર્ય આથમે છે, તેને પશ્ચિમ કે આથમણી દિશા કહે છે. જો આપણે પૂર્વ દિશા તરફ મોં કરી ઉભા રહીએ તો આપણા ડાબા હાથ તરફની દિશાને ઉત્તર દિશા કહે છે, અને જમણા હાથ તરફની દિશાને દક્ષિણ દિશા કહે છે.

૨. બપોરના બાર વાગ્યાને વખતે (બરાબર મધ્યાન્હ કાળે) હાથમાં લાકડી લઇ તડકામાં ઉભી પકડવી અને પછી તેનો પડછાયો જોવો. જે બાજુએ પડછાયો * હોય તેને ઉત્તર દિશા કહેવી. પછી તે દિશા તરફ મોં કરી ઉભા રહીએ તો પીઠ ભણીની દિશાને દક્ષિણ. જમણા હાથ તરફની પૂર્વ અને ડાબા હાથ તરફની પશ્ચિમ દિશા કહેવી. આ રીતે દિશાઓનું ચોક્કસ ભાન થાય છે. જયારે સૂર્યનું ઉગમવું, આથમવું, દરરોજ જુદે જુદે સ્થળે થતું હોવાથી તે પરથી ચોક્કસ ભાન થતું નથી.

૩ રાત્રિને વખતે ઉત્તરમાં દેખાતા ધ્રુવ નામે એક સ્થિર તારા પરથી દિશાઓ પરખાય છે. જે બાજુએ એ તારો દેખાય તે ઉત્તર, પીઠ ભણી દક્ષિણ, જમણે હાથે પૂર્વ અને ડાબે હાથે પશ્ચિમ દિશા કહેવાય.

૪ ઘોર અંધકાર વખતે જ્યારે સૂર્ય કે તારા દ્રષ્ટિએ પડતા નથી ત્યારે વહાણવટીઓના ઉપયોગના હોકાયંત્ર (કંપાસ) નામના એક યંત્રના આધારથી દિશાઓ પારખી શકાય છે. આ હોકાયંત્રનો કાંટો હંમેશાં ઉત્તર તરફજ રહે છે.

**ખુણાઓ**—બે બાજુ બાજુની દિશાઓના છેડા એક બીજાની સાથે જ્યાં મળતા ધારવામાં આવે છે તેને ખુણા તરીકે કલ્પાય છે. તેવા ખુણાઓ પણ ચાર છે ૧ **ઇશાન** ૨ **અગ્નિ** ૩ **નૈઋત્ય** ૪ **વાયવ્ય.**




**ખુણાઓની સમજ**—ઉત્તર અને પૂર્વ વચ્ચે ઇશાન, પુર્વ અને દક્ષિણ વચ્ચે અગ્નિ, દક્ષિણ અને પશ્ચિમ વચ્ચે નૈઋત્ય, પશ્ચિમ અને ઉત્તર વચ્ચે વાયવ્ય ખુણો ધારેલો છે.

**નકશો**–કોઇ ચીજ સ્થળ કે નમુનાનું ભાન કરાવવાને માટે તેના મૂળ કદનું (સ્કેલ) પ્રમાણુ લઇ કંઇ આકાર કે નમુનો કાગળ કપડા કે બીજી કોઇ ચીજપર દોરી કહાડવામાં આવે તે નકશો કહેવાય છે.

**સ્કેલ કે પ્રમાણુ**–કોઇ મ્હોળા વિસ્તારની વસ્તુ કે સ્થળનું તેના વિસ્તારના પૂરા માપના ભાગ કે હિસ્સા પાડી તેનો સમાઇ શકતા ભાગમાં નકશો પાડી નાનકડા માપથી ચોક્કસ ભાન કરાવવું તેને સ્કેલ કે પ્રમાણુ કહે છે.

**નકશાની દિશાઓ**–જો આપણે નકશા તરફ મોં કરી ઉભા રહીએ તો આપણા માથા ભણી ઉત્તર. પગ ભણી દક્ષિણ જમણે હાથે પૂર્વ અને ડાબે હાથે પશ્ચિમ કહેવાય છે.

**નકશાના ખુણાઓ**–સામાન્ય ખુણા માફકજ પરખાય છે.

---

**ટીપ**–યાદ રાખવું કે પૂર્વ અને પશ્ચિમ એ સામ સામેની દિશાઓ છે. તેમજ ઉત્તર અને દક્ષિણ એ પણ સામ સામેની દિશાઓ છે. તેમજ ઇશાન અને નૈઋત્ય તેમજ અગ્નિ અને વાયવ્ય સામસામેના ખુણા કહેવાય.

**ટીપ**–દિશાઓ અને ખુણાઓનું ભાન કરાવતી વખતે ઉપર (આકાશ) અને 'નીચે' (જમીન)નું ભાન કરાવવાની પણ તેટલી જરૂરત છે.માટે તેપર પણ શિક્ષકોએ લક્ષ આપવાભૂલવું નહિ.

# પ્રકરણ ૨ જું.

## કરાચી શાહેર.



**ઐતિહાસિક બ્યાન**—એવું જણાય છે, કે ઇ. સ. ૧૭૨૫ પહેલાં આપણું હાલનું શહેર હસ્તી ધરાવતું નહોતું. પણ હબ નદીને પેલે પાર ખારક નામનું એક બંદર હતું. અને તે મથકથી શાહબંદર, મશ્કત, સુરત, પોરબંદર અને મલબાર સાથે પુષ્કળ વેપાર ચાલતો હતો. થોડા વખતમાં એ બંદરનો રસ્તો રેતીથી ઢંકાઇ જવાંથી વહાણ તથા આગબોટો દાખલ થઇ શકતાં ન હતાં. તેથી કોમના મુખ્ય વેપારીઓએ (જેમાં શેઠ નાઉમલ સી.એસ.આઇ.ના વડવાના એક ભોજુમલ હતા.) વેપારને વધારે સગવડ થઇ પડે તેવી જગ્યાએ જવાની જરૂરીઆત જોઇ. છેવટે હાલના કરાચીના બંદરને મથાળે અસલ "ખડબો" નામની જગ્યા કહેવાતી હતી, અને જેની પાસે "કલાંચી કુંદ" નામની ખાડી હતી તે જગ્યા પસંદ કરવામાં આવી. ત્યાં ઇ.સ. ૧૭૨૯માં ઘણા વેપારીઓએ ખારક બંદરથી આવી વાસો કીધો અને એ જગ્યા ત્યારપછી "કલાંચી જો ગોઠ" એ નામથી

ઓળખાવા લાગી. એવું કહેવાય છે કે તે ઉપરથી હાલનું " કરાચી " એ નામ પ્રખ્યાતિમાં આવેલ છે. તે વખતે હાલનું બારૂં હસ્તી ધરાવતું ન હતું. કારણકે કાલુના ખડકની હારથી મનોરાનું બારૂં ઢંકાઇ ગયું હતું. પણ તેની પશ્ચિમે પાંચથી છ માઇલ પર એટલે કે મીઠાના અગરથી થોડે દુર નવીવાર વેપારના બંદર તરીકે ગણાતું હતું. આ રીતે થોડા વખતમાં નવી ગોઠવણ ફતેહમંદીથી આગળ વધવા માંડી. અને જામદરીયાખાન જોખ્યોના આશરા હેઠળ પુષ્કળ વેપાર ચાલવા લાગ્યો. અને શહેરને કોટ બંધી કરવામાં આવી. બંદર પર જવાના મુખ્ય બે રસ્તા હતા. ૧ ખારોધર યાને દરિયા તરફ દેખાતો દરવાજો ને ૨ મીઠોધર યાને મીઠા પાણી તરફ દેખાતો દરવાજો. હાલનો રામપાર્ટરો જુના શહેરની દિવાલની નિશાની દેખાડે છે, જ્યારે ખારક બંદર કે જે શાહ કે રાજાના બંદર તરીકે ઓળખાતું હતું તેનું બારૂં ઢંકાઇ જવાથી ત્યાંના ઘણાક રહેવાશીઓએ કરાચી આવવા માંડયું. કલ્હોરાના વખતમાં તેમણે એ શહેર ખેલાતનાખાનને સ્વાધીન કીધું હતું. તે તેની પાસે ઇ.સ. ૧૭૯૫ સુધી રહ્યું. એ સાલમાં ટાલપુર વંશના મીર કરમઅલીએ એ શહેર પર એક લશ્કર મોકલાવ્યું, પણ ખેલાતના ખાનનું લશ્કર નબળું હોવાથી તે તેમની સામે થઇ શકયું નહિ. અને મીર ફરમઅલી ટાલપુરે એ શહેર પોતાના હાથમાં લીધું. ઇ. સ ૧૭૯૭માં મનોરા ઉપર કીલ્લો બાંધવામાં આવ્યો

હતો. ટાલપુરનાં વખતમાં કરાચી શહેર થોડીક ઉંચી જગ્યા પર વસાવવામાં આવ્યું હતું કે જેને હાલ ઓલ્ડ ટાઉન (જુનું શહેર) કહે છે. તેને માટીની દિવાલથી દરેક ખુણે અને બાજુએ ગોળ મિનારા સહીત બચાવ માટે ચણી લેવામાં અને જુદા જુદા બુરજ ઉપર નાની નાની બંદુકો ગોઠવવામાં આવી હતી. ઇ૦ સ૦ ૧૮૩૮ માં શહેર અને પરાંની વસ્તી ૧૪૦૦૦ માણુસની હતી. જેમાંના અડધા હિંદુ અને બાકીના બલોચ, જોખીઆ, મોહાના, જત અને બીજી મુસલમાન કોમો હતી મોહાના અને જત માછીમાર અને કારીગરીનું કામ કરતા હતા. અને બલોચ લોકો લશ્કરી નોકરીમાં જોડાયેલા હતા. શહેરના ઘરો બેઠાં છાપરાં અને માટીનાં બાંધેલાં હતાં જે લગભગ એકજ માળના હતા. તા. ૭ મી ફેબ્રુઆરી ૧૮૩૯ની સાલમાં મનોરાના કિલ્લાનો અને કરાચી શહેરનો મીર લોકો પાસેથી અંગ્રેજોએ કબજો લીધો. આ વખતે ખરી રીતે કહીએ તો એ શહેર માત્ર માછીમારોથી વસાયલું એક ગામડું હતું. પણ ઇ. સ. ૧૮૪૩ માં સર ચાર્લ્સ નેપીઅરે જ્યારે સરકારી મુખ્ય મથક હૈદ્રાબાદથી કરાચીમાં ફેરવ્યું અને પંડે સિંધનો ગવર્નર નિમાયો ત્યારથી તેને કરાચીનું બારૂં વધારવાની મોટી ઉમેદ થઇ. છીછરા તળાવ જેવા બારાને બદલે ઉંડી અને વિશાળ ખાડી બનાવવાની તથા કીયામાડી અને કરાચીને પુલ વડે જોડી દેવાની તેણે

યોજના કરેલી હતી પણ તે ઇ. સ. ૧૮૪૭ માં સિંધ છોડી જવાથી તેની ધારણા પાર પડી નહિ. તેથી ઇ. સ. ૧૮૫૨ સુધી કરાચીની ખાડીને ખરાબા વાળી સમજી કોઇ પણ આગબોટ તે અરસામાં અહીં લાંગરી નહિ. ઇ૦ સ૦ ૧૮૫૨ માં એક મોટી વિલાયતી મનવાર પહેલવહેલી અહીં લાંગરી અને ત્યારથી આ બારામાં આગબોટની આવજા શરૂ થઇ. સિંધના કમિશ્નર સર બાર્ટલ ફ્રિઅર સાહેબે પોતાની કારકિર્દીમાં નેપીઅર સાહેબની ઇચ્છાઓ બર લાવવાની ઇચ્છા રાખી અને બારૂ બરાકો ( લશ્કરને રહેવાના સ્થળો ) અને રસ્તાઓ સુધારવામાં અને બનાવવામાં આવ્યા. મ્યુનીસીપાલીટી મુકરર થઇ અને આ રીતે એક કંગાળ અને ગંદા દેખાવના માછીમારોનું શહેર આજે કેટલાક નવા જુના સુધારા વધારા અને ફેરફારો સાથે આજની સ્થિતિએ પહોંચેલું આપણે જોઇએ છીએ. સામાન્ય રીતે વેપારમાં આખા હિંદુસ્તાનમાં હાલ તે કલકત્તા અને મુંબઇથી ઉતરતું એટલે કે ત્રીજા નંબરનું અને આખી જુની દુનિયામાં ઘઉંનો નિકાસ કરતું પહેલા નંબરનું બંદર છે. એ શહેરમાં અંગ્રેજ વેપારીઓની અને દેશી વેપારીઓની ઘણી વખારો ( કોઠીઓ ) છે. કરાચી હિંદુસ્તાનના કોઇ પણ શહેર કરતાં વિલાયતને જમીન રસ્તે, દરિયાઇ રસ્તે તેમજ, વિમાન રસ્તે સૌથી નજદીકનું બંદર અને શહેર છે.

# પ્રકરણ ૩ જું.

## કરાચી શહેરનું સામાન્ય વર્ણન.

આ ત્રિકોણાકાર શહેર સિંધ પ્રાંતની છેક નૈઋત્ય ખુણે અરબી સમુદ્રને કિનારે કરાચી તાલુકામાં આવેલું મોટું બંદર છે.

**સીમાઃ**—ઉત્તરે મગરપીરની ટેકરીઓ, મગરપીર ને લ્યારી નદી. પૂર્વે મલીર ને લાંડીના બગીચા, દક્ષિણે અરબી સમુદ્ર ( હવાબંદર. ) પશ્ચિમે અરબી સમુદ્ર ( મહારીપુર ) ને સોનમીયાણી છે.

## કવાર્ટરો.

| નંબર | કવાર્ટરનું નામ | નંબર | કવાર્ટરનું નામ |
|---|---|---|---|
| ૧ | ઓલ્ડ ટાઉન | ૫ | સીરાઇ |
| ૨ | નેપીઅર | ૬ | વાધુમલ કવાર્ટર |
| ૩ | મારકેટ | ૭ | લ્યારી |
| ૪ | બંદર રોડ | ૮ | મછીમીયાની |

| નંબર | ક્વાર્ટરનું નામ | નંબર | ક્વાર્ટરનું નામ |
|---|---|---|---|
| ૯ | ટહીલરામ ક્વાર્ટર | ૨૧ | જમશેદ ક્વાર્ટર |
| ૧૦ | લોરેન્સ ક્વાર્ટર | ૨૨ | ક્વીન્સ રોડ |
| ૧૧ | રણછોડ લાઇન | ૨૩ | ગીસરી |
| ૧૨ | રામબાગ | ૨૪ | ફ્રીઅર ટાઉન |
| ૧૩ | આર્ટીલરી મેદાન | ૨૫ | પ્રીડી |
| ૧૪ | સદર | ૨૬ | બીસ્તી વાડા |
| ૧૫ | સોલ્જર બજાર | ૨૭ | શમસ પીર |
| ૧૬ | ગાર્ડન ઇસ્ટ | ૨૮ | મીસ કેંપ |
| ૧૭ | ગાર્ડન વેસ્ટ | ૨૯ | સીવીલ લાઇન |
| ૧૮ | રામસ્વામિ | ૩૦ | ક્લીફટન |
| ૧૯ | હરચંદરાય વિશનદાસ ક્વાર્ટર | ૩૧ | બાથ આયલંડ |
| ૨૦ | લી ક્વાર્ટર | ૩૨ | મીલીટરી ને કેન્ટોન્મેન્ટ ચાર્જીસ |

| નંબર | ક્વાર્ટરનું નામ | નંબર | ક્વાર્ટરનું નામ |
|---|---|---|---|
| ૩૩ | સ્મશાન, મરટાઉન અને બે કલીફ | ૩૬ | ભાભો |
| ૩૪ | રેલ્વે | ૩૭ | ભીટ |
| ૩૫ | કિયામાડી | | |

**વિસ્તારઃ**—આ શહેરનો વિસ્તાર આશરે ૧૨૦ ચોરસ માઇલ છે. જેમાં ખાસ શહેરની મ્યુનીસીપાલ હદ આશરે ૭૨ ચોરસ માઇલ છે.

**બેટ:**—મનોરા, ભાભો, ભીટ અને રામઝરૂખો (ઓઇસ્ટર રોક્સ.)

## મનોરા.

આ બેટ કરાચીના બારાથી થોડેક દૂર આવેલો છે. હાલના સરકારી કિલ્લા પાસે ત્યાં અગાઉ પૂરાતન દરિયા-સ્થાન હતું, ત્યાં દર વરસે ચૈત્ર શુદ ૨ નો મોટો મેળો ભરાતો હતો. જ્યાં લાખો માણસો લગભગ એક અઠવાડીઆ સુધી એકઠાં થતાં હતાં. હાલ તે મંદીર ત્યાંથી ખસેડી નજદીક લાવવામાં આવ્યું છે. આ બેટ પર અંગ્રેજો તેમજ દેશીઓની કેટલીક વસ્તી છે જેમની સગવડ માટે ત્યાં નિશાળ,

હૉસ્પીતાલ, લાઇબ્રેરી વિગેરેની સગવડો છે. વળી વખત ચોક્કસ કરવા માટે મનોરા પર ઓબઝરવેટરી પણ છે. આ બેટમાં સરકારી કિલ્લો ખાસ જોવા લાયક છે. મનોરાનો જૂનો કિલ્લો સિંધના મીરોએ બાંધ્યો હતો. તેમાં પહેલાં પોર્ટ ઓફીસરનું રહેઠાણ હતું, પણ ઇ૦ સ૦ ૧૮૮૮ માં તેમાં સુધારો વધારો કરી મોટી તોપો રાખવાના મોરચા બાંધવામાં આવ્યા છે. હાલ તેમાં ૭ કિલ્લાઓ અને દારૂ ગોળા સાથેની લશ્કરી છાવણી છે. આ બેટને પીવાનું પાણી બોટદ્વારા પુરૂં પાડવામાં આવે છે. આ સિવાય આગબોટો અને વહાણોના રક્ષણ માટે એક દીવાદાંડી બાંધેલ છે. તેની ઉંચાઇ ૧૫૦ ફીટની છે. અને ચોખી રૂતુમાં તે ૫૦ માઇલ દૂરથી દેખાય છે. વળી બારાના રક્ષણ માટે એક વોટર (દરિયાઇ દિવાલ) બાંધેલો છે. તેની લંબાઇ ૧૫૦૦ ફીટની છે. તે બાંધવાનું કામ ઇ૦ સ૦ ૧૮૬૯માં શરૂ થયું અને ૧૮૭૩માં પુરૂં થયું. તે એવું તો મજબુત બંધાયલું છે કે રીપેરીંગ કામ સિવાય સખત અને તોફાની મોજા અને ભયંકર તોફાનો સામે પણ તે આજ દિન સુધી આબાદ ટકી રહેલું છે.

## બાબો ને બીટ.

મનોરાની બાજુમાં આ નાના બેટડાઓ પર કોલસા નો જથ્થો રાખવામાં આવે છે. તેમજ કેટલાક દેશી



મનોરા:—હકીકત માટે જુઓ પાનું ૧૫ મું.




કીઆમાડી:—હકીકત માટે જુઓ પાનું ૧૭ મું.

વહાણુવટીઓ ( ખારવા લોકો ) ત્યાં રહે છે.

## રામઝરૂખો (ઑઇસ્ટર રૅાકસ)

એ મનોરાથી બહાર થોડેક દુર સમુદ્રથી બહાર નીકળી આવેલી ટેકરીઓ છે.

**ભુશિરઃ**—હવાબંદર (કલીફ્ટન) અહીં કુદરતી રચનાવાળી એક ગુફામાં આવેલું રત્નેશ્વર મહાદેવનું શિવાલય છે. ત્યાં દર વરસે માહા વદ ૧૪ નો "મહા શિવરાત્રિ" નો મોટો મેળો ભરાય છે. એ હવા ખાવાનું સ્થળ છે. તેથી સાહેબ લોકો અને બીજા મોટા માણુસો ત્યાં ઉનાળામાં બંગલાઓમાં રહે છે.

**કિયામાડીઃ**— અગાઉ એ રેતાળ બેટ હતો પણ પછી તે શહેર સાથે જોડી દેવામાં આવેલ છે. તેથી હાલ તે વધીજતી વસ્તીને લીધે નાનકડું શહેર થઇ ગયું છે. ત્યાં એક બાજુપર તેલની ટાંકીઓ અને બીજી બાજુ પર ઠેઠ લાંબે સુધી અનાજનાં ગોદામો છે. મુખ્ય રસ્તા પર સુંદર ઇમારતો, ખાનગી રહેઠાણનાં ઘરો, ઓફિસો અને દુકાનો છે. એ શહેરનું મુખ્ય બારૂં છે. એ બારૂં લગભગ ૨/૩ માઇલ પહોળું અને ૨૯ થી ૩૨ ફીટ ઉંડું છે. અહિં મોટી મોટી આગબોટો અને વહાણો દરેક ઋતુમાં સહી સલામત રહી શકે છે. આગબોટો પર ક્રેન વડે માલ ચડ ઉતર થાય છે.

વળી ત્યાં રાત દહાડો સરખું કામ થતું હોવાથી દર પાંચસો પાંચસો ફીટ દુર વીજળીની બતીઓ ગોઠવેલી છે. કિનારાની લંબાઇ આસરે ૯૦૭૫ ફીટ છે. ત્યાંની દુકાનો તેમજ વસ્તીનો નિભાવ કિનારાના કામદાર વર્ગ અને આવતી જતી આગબોટ પર છે. અહિં આગબોટો પરના અંગ્રેજ વહાણ-વટીઓના આરામ માટે સી મેન્સ રેસ્ટ, લોકોની સગવડ માટે પોસ્ટ અને તાર ઓફિસ અને કિનારે પોર્ટ ઓફિસ વગેરે છે.

આયાત માલને સીધો ઉતારી લેવા માટે હાલમાં સામેના ભાગમાં પણ ધક્કો બાંધવામાં આવે છે.

**ડુંગરા:**—ઉત્તર તરફની ટેકરીઓ.

**સમુદ્ર:**— અરબી સમુદ્ર કરાચીના દક્ષિણ અને પશ્ચિમે આવેલો છે.

**ખાડી:**—ગીસરીની ખાડી કરાચી શહેરની દક્ષિણમાં છે.

**નદી**—લ્યારી એ કરાચી આગળ અરબી સમુદ્રને મળે છે. તે માત્ર વરસાદ વરસતાં ઓચિંતીજ વહે છે. અને કેટલુંક જાન માલનું નુકસાન થાય છે. હાલ તેના વહેણનો પટ ફેરવી નાખી હિંદુઓના સ્મશાનની પાછળ સમુદ્રમાં તેને મેળવેલી છે. આ ફેરવણીથી શહેરની સ્થિતિમાં કેટલોક ફેરફાર થતો જાય છે.

**તળાવઃ—૧ રામબાગનું.** એ વિશાળ ઘેરાવાવાળું તળાવ હતું તેમાં પાણીની આવ બંધ કરી તેને પુરી નાખી તેનાં પર નાના બાગ સાથેનું ખુલ્લું પાર્ક રાખવામાં આવ્યું છે. તેમાં આસો શુદ ૧ થી આસો શુદ ૧૦ એટલે દશેરા સુધી રામલીલાનો મોટો મેળો ભરાય છે. **૨ આમલીનું.** આ તળાવ ગામથી ત્રણેક ગાઉ દુર આવેલું છે. ત્યાં દર શ્રાવણ વદ ૯નો મોટો મેળો ભરાય છે. આ સિવાય રતન તળાવ, રણછોડ-લાઇનનું તળાવ, નાનકવાડા અને ખાડીઆના તળાવો વિગેરે અહીંની મ્યુનિસિપાલીટીએ પુરાવી નાખેલ છે.

**બંદરઃ—કિઆમાડી.** અહીં રાત દહાડો કિનારે લાંગરતી આગબોટો પર માલ ચડઉતર થાય છે. તેમજ ઉતારૂઓ આવજા કરે છે. **ઘાસબંદર.** બહાર ગામથી વહાણો વાટે મંગાવવા મોકલવાનો માલ આ બંદરેથી ચડ ઉતર થાય છે. બંદર (**નેટીવજેટી**) બહાર લાંગરતી સ્ટીમરના માલ હોડીઓ વાટે આ બંદર પરથી ચડાવવા ઉતારવામાં આવે છે.

**રેલ્વે સ્ટેશનોઃ**—સીટી (શહેરનું) સ્ટેશન. ગામથી થોડેક દુર એક સારી બાંધણીવાળું નૉર્થ વેસ્ટર્ન રેલ્વેનું છેલ્લામાં છેલ્લું સ્ટેશન છે. આ સ્ટેશન સાથે એક બહોળા વિસ્તારવાળી માલની ગોદી જોડેલી છે. અહીં ડીસ્ટ્રીક્ટ

ટ્રાફિક સુપ્રીન્ટેન્ડેન્ટની ઑફીસ પણ છે. સ્ટેશન પર રીફ્રેશ-મેન્ટ રૂમ પણ છે. નજદીકમાં હિંદુ ઉતારૂઓ માટે ધરમશાળા પણ છે. ૨ કેન્ટોન્મેન્ટ (સદરનું) સ્ટેશન. આ સ્ટેશન ગામના સ્ટેશનથી બેક માઇલ દુર છે. એ સ્ટેશન સુધી ટ્રામવે પણ લંબાયેલ છે. સ્ટેશનની બાંધણી સુંદર છે. નજદીક એક રેલ્વે વર્ક શોપ ( કારખાનું ) હતું. જે કારખાનામાં હજારો માણસો દરરોજ કામે વળગતા હતા. ત્યાં ગાડીઓ બનાવવાની, રંગવાની, ભાંગ્યું તુટયું સમારવાની વિગેરે અનેક જાતની કારીગરી ઉપર એ કારખાનામાં લોકોનું ગુજરાન ચાલતું હતું પણ હાલ કેટલાક વખતથી તે બંધ કરવામાં આવેલ છે જેથી ઘણાએ ગરીબ લોકોની રોજી તૂટી ગઇ છે. આ સ્ટેશન પર પણ રીફ્રેશમેન્ટરૂમ છે.

પાણી:—અગાઉ આ શહેરમાં પાણીની બહુજ તંગી રહેતી હતી. પણ ઇ. સ. ૧૮૫૪ થી પીવા માટે સારા પાણીની વધારે જરૂરત જણાતાં સરકારને એ બાબતની ખબર આપવામાં આવી, અને સરચાર્લ્સ નેપીઅર સાહેબે પાણી પુરૂં પાડવાનાં પગલા લીધાં, પણ લશ્કરને થોડા વખત પછી કેટલીક લડાઇઓમાં ઉતરવા માટે બહાર જવું પડવાથી આ યોજના પડતી મેલાઇ, ત્યારબાદ ઇ૦ સ૦ ૧૮૬૦ થી આ સવાલ મ્યુનિસિપાલીટીને હાથ લેવાયો. અને ઘણી ઘણી યોજનાઓપર વિચાર ચલાવતાં છેવટે

ઇ૦ સ૦ ૧૮૮૦માં અહીંના એક વખતના બાહોશ મ્યુ-નિસિપલ એન્જીનીઅર મી. સ્ટ્રાંગ સાહેબની યોજના મંજુર થઇ. અને સહરથી એકાદ માઇલ દુર પાણી માટેના તળાવો (વોટર વર્કસ) નો પાયો નંખાયો. એ કામ ઇ૦ સ૦ ૧૮૮૬માં પુરૂં થયું અને જાહેર વપરાશ માટે ખુલ્લું મેલાયું. પાણી માટેની સગવડ અહીંથી ૧૮ માઇલ પર અને મલીરથી ૬ માઇલ પર આવેલા ડમલોટી નામના સ્થળ પરથી કેટલાક કુવાઓમાંથી કરેલી છે. હાલમાં છેલ્લા મ્યુ૦ એન્જીનીઅર મી. લી૦ ની યોજનાથી નં. ૬ અને ૭ ના કુવાઓ તૈયાર કરી તે પર પાણી ખેંચવા માટે જબરૂં સાંચા કામ ગોઠવવામાં આવ્યું છે, જ્યાંથી બધું પાણી તળાવમાં એકઠું થાય છે અને ત્યાંથી હાલમાં અત્રેની મ્યુ૦ ઉંચે સુધી પાણી પુરૂં પાડવાની યોજના ઘડી રહી છે. નાના મોટા નળો વાટે આખા શહેરમાં પાણી પુરૂં પાડવામાં આવે છે. વધારે સગવડને માટે ઇ. સ૦ ૧૯૧૩માં એક નવું તળાવ બંધાયું અને ખુલ્લું મેલાયું છે.

**રસ્તાઓ:**—આ શહેરમાં રસ્તાઓ ઘણા સારા અને વિશાળ છે પણ કાંકરી ઘણી નરમ હોવાથી વખતો વખત તે સમારવાની જરૂરત પડે છે. હાલમાં રસ્તાઓના બાંધ કામોમાં સુધારો કરી કોલ્તાર અને સખત કાંકરી વડે રસ્તાઓના સમારકામ કરવામાં આવે છે તેમજ ઝાડોની

હારો લગાવવામાં આવી છે. રાતના અજવાળા માટે લગભગ શહેરના ઘણાખરા ભાગમાં વિજળીક બત્તીઓ ગોઠવવામાં આવી છે અને જ્યાં તે નથી પહોંચી ત્યાં કીટસન પેટ્રોલ કે ઘાસલેટની બતીઓ રાખવામાં આવી છે. રસ્તાઓ પર ગાડી, ગાડાં અને મોટરો વિગેરે ફરવાના તથા ભારવાહક સાધનોની આવજા ઘણી રહે છે. મોટા રસ્તાઓની બંને બાજુએ લોકોની ખાસ આવજા માટે ફુટપાથ બાંધેલ છે.

**ગટરકામ**:—(ઇ૦ સ૦ ૧૮૯૪) ગંદુ પાણી રસ્તાઓમાં ફેંકાતાં તેમજ જાજરૂ ખાળ વિગેરે માટે રખાયેલાં સેસપુલો (કૂવાઓ) વખતો વખત ઉભરાઇ જતાં તેની ગંદકીથી હવામાં બગાડો થતાં લોકોની તન્દુરસ્તી બગડતી અટકાવવા માટે અહીંની મ્યુનિસિપાલીટીએ પાણીના નળો જેવા મોટા નળો જમીનમાં ગોઠવી લોકોને સગવડ કરી આપી છે. વળી એ પાણીનો ઉપયોગ કરવા માટે ગામની ઉત્તરે થોડેક દુર એક બગીચો બનાવ્યો છે. જેમાંથી સારી પેદાશ થાય છે. આ સિવાય આ કામની સગવડ માટે અહીં લોરેન્સ રોડ પર એક વર્કશોપ (કારખાનું) તથા લી ક્વાર્ટરમાં એક બીજું વર્કશોપ હાલમાંજ બાંધેલ છે, લોરેન્સ રોડપરના કારખાનામાં ગટરકામનાં સાધનો સિવાય આગ હોલાવવાના સઘળાં સાધનો પણ એક બાજુએ રાખેલાં છે.

# પ્રકરણ ૪ થું.



## જાણુવા લાયક લત્તાઓ (વિભાગો) ની હકીકત.



બંદર રોડઃ—આ લાંબા અને વિશાળ રસ્તા ઉપર સુંદર બાંધણીવાળી ઇમારતો આવેલી છે. જેમાંની કેટલીક દેશી વેપારીઓની અને કેટલીક સરકારી ઓફીસો તરીકે વપરાય છે. આ રસ્તાપર ઘણી સુંદર બાંધણીના જાહેર મકાનો ઘણાં આવેલાં છે.

શહેરઃ—બંદર રોડ અને લ્યારી નદીના સુકા પટ વચ્ચે શહેરનો લગભગ અરધો ભાગ આવી જાય છે.

લ્યારી ક્વાર્ટરઃ—લ્યારી નદીની પેલી બાજુ પર કિનારાથી લગભગ બે માઇલ દુર આવેલું છે. આ વિભાગમાં ગરીબ બગદાદીઓ, સીંધી, મકરાની અને કેટલીક ગરીબ મુસલમાન જાતો રહે છે. તેઓ આજુ બાજુના દેશોમાંથી ગુજરાન અર્થે અહીં આવી વસેલા છે. તેમનું રહેઠાણ ઝુંપડાઓમાં અને સાદાં ઘરોમાં છે. આ સિવાય ઉન ધોવાના, ચામડાં સાફ કરવાનાં તથા રંગવાના તથા તેલના કારખાનાં (ઘાણીઓ) વિગેરે પણ આ

વિભાગમાંજ છે. આ લતો પોર્ટ ટ્રસ્ટ, કસ્ટમ ઓફીસ અને નવા ઇમ્પોર્ટ યાર્ડના ઉપયોગનો હોવાથી તેની ઉપયોગીતામાં વધારો થતો જાય છે. લ્યારી નદીનો ફાંટો અગાઉ જણાવ્યા પ્રમાણે ઉપરથી લેવાઇ જતાં આ વિભાગની કિંમતમાં વિશેષ વધારો થયો છે. નદીના પટમાં મી૦ ટેહીલરામ ખીમચંદના નામની એક વિશાળ ધર્મશાળા બંધાયલી છે.

**જુનું શહેર:**—લ્યારી નદીના પુર્વ ભાગ અને બંદર રોડની વચ્ચે શહેરની ઘણીજ ઘીચ વસ્તીવાળો એક ભાગ છે એ પુરાતન શહેર હતું. હાલનો રામપાર્ટરો એ શહેરની એક દિવાલ હતી. રસ્તાઓ ઘણા સાંકડા અને વાંકાચુંકા હતા પણ મ્યુનિસિપાલીટીએ તેમાં ઘણો સુધારો વધારો કર્યો છે. છતાં હજી પણ તેવા કેટલાક રસ્તાઓ હસ્તી ધરાવે છે. મુખ્ય રસ્તાઓ ન્યુહામ રોડ અને હેરીસ રોડ છે. તે વખતમાં નેપીયર રોડ પર જુના શહેરની હદ પુરી થતી હતી.

**જેલકવાર્ટર:**—શહેરનો આ એક તવંગર વસ્તીવાળો ભાગ છે. ખાસ કરીને તેમાં વહોરાઓની વસ્તી વધારે છે જેઓ ઘણે ભાગે ચુનન્દા વેપારીઓ છે. તેમના રહેવાનાં મકાનો, મસીદો અને સ્કૂલો વિગેરે મકાનો સારી બાંધણીનાં છે. સામેના ભાગમાં જુની જેલનું વિશાળ મેદાન

હતું. જેનાં પરથી આ લતાનું નામ પાડેલું છે. તેના એક ખુણા પર સાધારણ દેખાવની એક સીવીલ (શાહુકારી) જેલ છે. અને બંદર રોડ તરફને બીજે છેડે એક છેડા પર શહેરની મ્યુનિસિપાલીટી માટેનું સુંદર લાલ પત્થરનું વિશાળ મકાન હાલ તુરત બંધાઇ રહ્યું છે. મેદાનમાં કોર્ટો રેવિન્યુ અને બીજાં સરકારી ખાતાં માટે સુંદર ઇમારતો બંધાયલી છે.

**રણછોડ લાઇન**:—આ એક ઘીચ, ગંદો અને ઘાટી વસ્તીવાળો ભાગ હતો અને પ્લેગની શરૂઆત પણ ઘણે ભાગે અહીંથીજ થતી હતી. તેથી અહીંની બાહોશ મ્યુનિસિપાલીટીએ તેમાં ઘણા સુધારા વધારા કરી એ લત્તાને સ્વચ્છ બનાવી દીધેલો હોવાથી આખા શહેરને એથી ઘણો લાભ થયો છે.

**ગાર્ડન કવાર્ટર**:—લોરેન્સ રોડની એક બાજુ પર રણછોડ લાઇન, રામસ્વામી ગાડીખાતું અને બેગારી ખાતું આવેલાં છે. અને બીજી બાજુએ એ રોડ અને લયારી નદીના પટ વચ્ચેનો કેટલોક ભાગ જેને ગાર્ડન કવાર્ટર કહે છે તે આવેલું છે. અગાઉ એ કવાર્ટરમાં જંગલ અને બગીચાંઓ વિગેરે હતા પણ હાલ તેને બદલે કેટલીક ઇમારતો બંધાયલી જોવામાં આવે છે. વળી એ કવાર્ટરમાં કેટલાક વરસોથી બે ફ્લાવર (આટાની) મીલો હસ્તી ધરાવે છે.

સરકારી બગીચા આગળ જ્યાં ટ્રામવેનો છેડો આવે છે ત્યાં થોડા વખત પહેલાં આ કવાર્ટરમાં જમીનની કિંમત ઘણી વધી ગઇ હતી, પણ હાલમાં એ લતો આગળ વધવાનો ઓછો સંભવ દેખાય છે.

**સીન્સીનેટસ ટાઉન**:—ગોવાઇ (ખ્રિસ્તી) કોમના એક ગૃહસ્થે આ સ્થળને રહેઠાણ તરીકે કિમતી ગણ્યું. એ ભાગ સરકારી બગીચાથી બે માઇલ સુધી લંબાયલો છે. અહીં પહેલાં કોસ વડે કુવામાંથી પાણી ખેંચી કહાડી બગીચાઓમાં પેદાશ કરતા અને ખાલી પડેલી જમીન તદન જુજ રકમથી વેચાતી મળતી હતી તેથી મી. પેટ્રો ડીસોઝા નામના એક ગૃહસ્થે પોતાની કોમના માણસોનું એક વહીવટી મંડળ બનાવી અને એ લતામાં કેટલાક લાખ વાર જમીન ખરીદી, જે તેમને લગભગ બે આનાથી પણ ઓછી કિમતે ચોરસ વાર મળી. એ જગ્યા પર સારા કમ્પાઉંડ સાથેના બાજુ બાજુમાં કેટલીક સારી સગવડ સાથેના બંગલાઓ તૈયાર થયા અને તે સિવાય વિશાળ રસ્તા, રમવાના મેદાનો, માર્કેટ, સ્કુલ, દેવળ અને તેવાંજ બીજા સ્થળોની પણ વ્યવસ્થા કરવામાં આવી. એ લત્તામાં સદર બજારના અને બીજા સગવડ વગરના લત્તાઓને છોડીને હાલમાં કેટલાક બંગલાઓમાં જુદા જુદા કુટુંબો આવીને વસેલાં છે. પાણી મેળવવા માટે મ્યુનિસિપાલીટી તરફથી

ખાસ સગવડ થઇ અને તેથી ઘર પાસેના કમ્પાઉંડ બગીચાઓથી લીલાછમ થઇ રહ્યાં છે. સામી બાજુએ લોરેન્સ રોડ પર નદી કિનારે જે જગ્યા તેમણે લીધેલી છે, ત્યાં પોતાની વીમા કંપનીની કેટલીક થાપણ રોકી એક મોટી ફલાવર (આટાની) મીલ બાંધી છે. હિંદુસ્તાનમાં આ મીલ સૌથી મોટી અને પુરતી સગવડ વાળી ગણાય છે. એ કોમના એક પ્રખ્યાત અને કસ્ટમના આસીસ્ટંટ કલેકટર મી૦ સીન્સીનેટસ ડી'એબ્રીના નામથી એ ભાગને ઉપલું નામ આપ્યું છે.

**કાંપ**:—સરકારી બગીચો છોડતાં લગભગ રાા માઇલ લંબાઇ અને ૧ાા માઇલ પહોળાઇ વાળી સદર બજાર કે જે પહેલાં છાવણીનોજ ભાગ હતો તે સિવાયની સઘળી જમીન છાવણી માટેજ છે. બગીચો છોડતાં નીચેના અરધા ભાગમાં ખચરો સાથેનો રસાલો અને દેશી તેમજ પરદેશી છાવણીઓ છે, તેની પાસેજ મોટા મેદાનો પરેડ અને ગોલીમાર ( નિશાન બાજી ) માટે વપરાય છે. ઉપરનો અરધો ભાગ જે કાંપ તરીકે વપરાય છે તેની મધ્યમાં સદર બજાર આવેલું છે. તેમાં કેટલીક અંગ્રેજી દુકાનો અને સુંદર ઇમારતો આવેલી છે.

**સીવીલ લાઇન**:—આ વિભાગમાં સઘળાં શ્રીમંત ગોરાઓ રહે છે. આ વિભાગને કેન્ટોમેન્ટ તન્દુરસ્તીમાં

અને સ્વાભાવીક રીતે આગળ વધતાં એક મુશ્કેલ નડતર તરીકે થઇ પડયું છે, તેને વધવાનો રસ્તો દરીયાની બાજુ સિવાય કોઇ નથી.

**ફ્રીઅર ટાઉનઃ**—આ વિભાગમાં સઘળા યુરોપીઅન રેલ્વે ગાર્ડો અને રેલ્વે કામદારો વગેરે રહે છે.

**કવીન્સ રોડ કવાર્ટર:**—આ રસ્તા પર હવે ગોદામો, ઓફિસો અને વેપારી વર્ગનો વધારો થતો જાય છે, અને થોડા વખતમાં આવક જાવકની ગોદીઓ પણ બંધાવાનો સંભવ છે.

**રામબાગ:**—સીંધ કોલેજની આસપાસનો કેટલોક ભાગ રામબાગના નામથી ઓળખાય છે. એ લતામાં ઇમારતોની બાંધણી સારી છે. તેમાં ઘણે ભાગે દેશી વકીલો રહે છે. આ સિવાય બીજી કેટલીક સારી અને સગવડ વાળી ચાલોમાં દેશી કલાર્કો ( મેતાઓ ) અને વિદ્યાર્થી વર્ગ રહે છે. જેઓ ઘણેભાગે આમીલો છે. આમીલો સિંધમાંની કેળવાયેલી હિંદુઓની એક જાત છે.

**મેકલીઅડ રોડ:**—બંદર રોડ અને કવીન્સ રોડ સિવાય આ રસ્તા પર પણ કેટલાક ધંધાદારી અને વેપારીઓની કોઠીઓ આવેલી છે. શરૂઆતમાં મુંબઇ બેંક આવેલી છે. એ જગ્યા ઇ૦ સ૦ ૧૮૮૮ માં તૈયાર થઇ.

એ ઇમારતને તોડી પાડી હાલમાં સુંદર લાલ પત્થરની નવી ઇમારત ચણેલી છે. આગળ ચાલતાં નેશનલ બેંક, મરકન્ટાઇલ બેંક, સીટી સ્ટેશન અને લગભગ અડધા માઇલ સુધીની તેની ગોદી અને ત્યારબાદ સામી બાજુ પર તાર અને ટપાલ ઓફીસો, અને છેવટે છેડા પર જુની મ્યુનિસિપાલ ઓફીસ આવેલી છે.

---

# પ્રકરણ ૫ મું.

## મુખ્ય ખાતાઓનું વર્ણન.

**મ્યુનિસિપાલ ખાતુ**:—આ ખાતું ઇ૦ સ૦ ૧૮૫૨માં શરૂ થયું. તે સ્થાનિક લોકો પર કર નાંખી પોતાની ઉપજ કરે છે. અને તે વડે તેમના જાનમાલ, કેળવણી, તંદુરસ્તી, ઘર, રસ્તાઓ વગેરે શહેરની દરેક બાબતોની વ્યવસ્થા કરે છે. તેમાં શહેરી તેમજ સરકારી નિમાયલા સભાસદો હોય છે. તેમની દર ત્રણ ત્રણ વરસે ચુંટણી થાય છે,

જે ખાસ જોવા લાયક છે. આ ખાતાપર કમિશ્નર અને કલેક્ટર સાહેબની દેખરેખ હોય છે.

**દવાખાનું (ઇસ્પીતાલો)**:—શહેરમાંના અનાથ, નાવારસ કે કંગાળ માણસો તથા સરકારી નોકરો માટે આવાં ખાતાં દરેક વિભાગમાં સરકાર તરફથી મ્યુનિસિપાલીટી તરફથી તથા કેટલાક ખાનગી સાહસથી પરમાર્થ માટે ખોલાયલાં છે.

**કેળવણી ખાતું**:—આ શહેરમાં સરકાર તરફથી તેમજ સહાયતાથી ચાલતી જુદી જુદી ભાષાઓ શીખવતી ઘણી નિશાળો હતી પણ હાલમાં લગભગ તેમાંની ઘણીખરી અત્રેની મ્યુનિસિપાલીટીના કબજામાં છે. તે સિવાય કેટલીક સરકારી ને ખાનગી હાઇસ્કૂલો પણ છે. જેઓ મેટ્રીકયુલેશન સુધીની પરિક્ષા જેટલો અભ્યાસ કરાવે છે. આ પરિક્ષામાં પાસ થએલા વિદ્યાર્થીઓ માટે અહીં એક કોલેજ સ્થાપેલી છે. જેમાં કુદરતી વિદ્યા અને કાયદા વગેરે સંબંધી જ્ઞાન આપવામાં આવે છે. હાલમાં તેમાં એન્જીનીયરીંગ કલાસોનો વધારો કરવામાં આવ્યો છે. સ્ત્રી કેળવણીનું કામ પણ અહિં ઠીક ચાલે છે. આ ખાતાની દેખરેખ માટે આ જીલ્લાના વિદ્યાધિકારી ( ડેપ્યુટી એજયુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબ ) અને તેમના હાથ નીચે આ૦ ડેપ્યુટી એજયુકેશનલ ઇન્સ્પેક્ટર તથા તેમના તથા પ્રાંતના બીજા

સઘળા જીલ્લાઓના ઉપરી તરીકે પ્રાંતનો વડો વિદ્યાધિકારી ( એજ્યુકેશનલ ઇન્સપેક્ટર સાહેબ ) નિમાયલો છે.

**પુસ્તક શાળાઓ ( લાઇબ્રેરીઓ ):**—વાંચનના શોખીનોને સાધારણ ખર્ચથી કે મફત ઘણા સાહિત્યો પુરાં પાડવા માટે કેટલાક ઉદાર ગ્રહસ્થો તેમજ મ્યુનિસિપાલીટી તરફથી આવાં સ્થળો તૈયાર કરી ખુલ્લાં મુકાએલાં છે. આપણા શહેરમાં ૧ ફ્રીયર હોલ લાયબ્રેરી (ઇ૦ સ૦ ૧૮૫૨) નેટીવ જનરલ લાયબ્રેરી (ઇ૦ સ૦ ૧૮૬૦) રામદાસ મોરારજી (૧૮૭૫) મેકસ ડેન્સો હોલ લાયબ્રેરી (ઇ૦ સ૦ ૧૮૮૬) સદર બજાર રીડીંગ રૂમ ને લાયબ્રેરી ( ઇ૦ સ૦ ૧૮૯૧ ) અને તે સિવાય બીજી કેટલીક લાયબ્રેરીઓ છે.

**પોલીસ ખાતું:**—ખુન કરનાર, ચોર, વાટપાડુ, ધાડપાડુ, જુગારી વગેરે લોકોને ઉપદ્રવ કરનાર તથા સરકારી ઉપજને નુકસાન કરનારને પકડી શિક્ષા માટે ન્યાયાધીશને હવાલે કરનાર આ ખાતું છે. એમાં ફોજદાર વગેરે નાના મોટા અંગ્રેજી તેમજ દેશી અમલદારો હોય છે.

**ન્યાય ખાતું:**—ફોજદારી ગુન્હા તેમજ ખાનગી અને વ્યવહારીક ઝઘડાઓનો નિકાલ કરવા માટે આવા ખાતાઓ સ્થાપવામાં આવેલાં છે. તેમાં નાના મોટા ઘણા

અમલદારો નિમાયલા છે. જે સઘળા પોતાની હદ અને મળેલી સત્તા પ્રમાણે ચુકાદા આપે છે.

**પોર્ટ ટ્રસ્ટ ખાતું:**—આ શહેરના બારાની વ્યવસ્થા જાળવવા માટેનું આ એક મંડળ છે. જે કેટલાક દેશી તેમજ અંગ્રેજી વેપારીઓનું તેમજ સરકારી સભાસદોનું બનેલું છે. તેઓ અહિંના બારાને એવી સરસ સ્થિતિમાં લાવ્યા છે કે તેમાં કોઇ પણ મોસમમાં વહાણો તથા આગબોટો સહી સલામત રહી શકે છે. કિનારા પર લાંગરતી આગબોટો વિજળીક રોશની અને વરાળ યંત્રોને લીધે રાત દિવસ કામ કરી શકે છે. બારા તરફની જમીનની માલીકી ઘણે ભાગે આ મંડળનીજ છે. બહારના આવતા જતા માલની સંભાળ માટે તેમણે આયાત (ઇમ્પોર્ટ) અને નિકાશ (એક્સપોર્ટ) ની ગોદીઓ પણ બાંધેલી છે. આ મંડળે હાલમાં કિયામાડીના બારામાં વખાણવા લાયક ફેરફાર કરેલા છે, જે ખાસ જોવા લાયક છે.

**કસ્ટમ ખાતું**—બહારથી જતા આવતા માલ પર જકાત લેવા માટે આ ખાતું ખોલવામાં આવ્યું છે. તેની અગાઉની ઓફિસ હાલના હાર્ડીંજ બ્રીજને ઠેકાણે સુંદર પાંચ ગોળ આરકાંઓ પર બાંધેલ હતી. તે આરકાંઓ શહેરમાં દાખલ થવાના દરવાજાની ગરજ સારતાં હતાં.

પુલના ફેરફારને લીધે તે સઘળું હાલ તોડી પાડી નવી વ્યવસ્થા કરવામાં આવી છે. આ ખાતું અહિં ઘણી સારી પેદાશ સાથે સારી રીતે ચાલે છે.

**ટપાલ ને તારખાતાં:**—દેશ તેમજ પરદેશમાં પત્ર તેમજ તાર વગેરે મોકલાવવા તથા ત્યાંથી આપણને પહોંચાડવા માટે આ ખાતાં ખોલાયલાં છે. આ શહેરમાં એક મોટી તાર ઓફીસ તથા પોષ્ટ ઓફીસ છે. અને શહેરના જુદા જુદા ભાગોમાં તે સિવાયની પોસ્ટ ઓફીસો અને તેની સાથે કેટલેક સ્થળે પહેલા તથા બીજા વર્ગની તાર ઓફીસો જોડેલી છે. તાર એ દુર કે નજીકમાં દેશાવરોમાં સંદેશા મોકલવાનું વિજળીક સાધન છે. આથી ઘણાજ ટુંકા વખતમાં કોઇ પણ જાતની ખબરો પહોંચાડી શકાય છે, તેમજ મેળવી શકાય છે.

**ટેલીફોન ખાતું:**—તારના દોરડા વડે આ શહેરમાંના એક ભાગમાંથી બીજા ભાગમાં ચાલુ રીતે વાત કરવાના ઉપયોગ માટે આ યંત્રો વપરાય છે. કોઇ પણ માણસ [illegible] પોતાના ઘરમાં કે [illegible] (ઑફીસ) માં રાખી શકે છે. [illegible] યંત્રો પરથી કોઇ પણ [illegible] વગર તદ્દન સહેલાઇથી આપણે [illegible] કરવી [illegible] કરી શકે છે.

**ટ્રામવે ખાતું**:—આ ખાતાએ આ શહેરમાં ટ્રામવેની શરૂઆત ઇ૦ સ૦ ૧૮૮૪ માં કરી અને સૌથી પહેલાં વરાળના બળથી ગાડીઓ ચલાવવામાં આવી પણ તે ખરચાળ ને જોખમી હોવાથી તે બંધ કરી તેને બદલે હલકી ઘોડાની ગાડીઓ કરવામાં આવી અને છેવટે તે પણ બંધ પાડી વધારે સગવડને ખાતર હાલ મોટર (ટ્રામ) ગાડીઓ ચલાવવી શરૂ કરી છે, તે બંદર રોડ, નેપીઅર રોડ, લોરેન્સ રોડ અને ફ્રીઅર રોડ પર ચાલે છે. એ સિવાય હાલમાં સદર સ્ટેશન, સોલ્જર બજાર તેમજ ચાકીવાડા તરફ પણ ટ્રામવે લઇ જવામાં આવી છે. લાઇનના છેડા કીઆમાડી, કેન્ટોમેન્ટ સ્ટેશન, ચાકીવાડા, સોલ્જર બજાર અને સરકારી બગીચા પર પુરા થાય છે. ટ્રામવેની મોટી ગોદી (કારખાનું) બંદર રોડ પર સદરને રસ્તે વોલી-ટીઅર કોર પર આવેલી છે. જ્યાં આ ખાતા માટે પણ હાલમાં લાલ પત્થરની એક સુંદર નાનકડી ઓફીસ બાંધવામાં આવી છે.

ઉક્ત ખાતાં સિવાય શહેરનાં વધારાને લીધે નિશા-વાળી ચીજો પર જાપતો રાખવા આબકારી ખાતું, જમા-બંધી વસુલાત કરવા માટે જમાબંધી (રેવીન્યુ) ખાતું, જમીનની માપણી કામ માટે મોજણી (ઇંજીનીઅરીંગ) ખાતું વગેરે ખાતાં ખોલવામાં આવ્યાં છે. વળી શહેરમાં

જન્મ મરણ નોંધવા માટે તથા સેંચર કાઢવા માટે ખાસ તેવા ખાતાં પણ જુદાં ખોલવામાં આવ્યાં છે. દેશના રક્ષણ માટેના કેટલાક લશ્કરની છાવણી પણ આ શહેરમાં છે. તેમની સગવડને ખાતર સર ચાર્લ્સ નેપીઅર સાહેબના વખતમાં એક નેપીઅર બેરેક બંધાયેલ છે. તેમાં કુલ ૧૦ વિભાગ છે. સ્થળ સાફ અને તંદુરસ્તીવાળું છે. તેમાં સુધારો વધારો કરી એક માળ બાંધેલ છે. અહિં એક પાયદળ લશ્કર ઘણીજ સગવડથી અને સારી રીતે રહે છે.

## પ્રકરણ ૬ ઠું.



### જોવા લાયક સ્થળોનું વર્ણન.



૧ લેડી ડફ્રીન હસ્પીતાલઃ—(ઇ૦ સ૦ ૧૮૯૮) જુની જેલરોડના મુખ્ય બે સુંદર રસ્તાઓ જે પ્રીન્સેસ સ્ટ્રીટ અને જેમ્સ ટેરેસના નામથી ઓળખાય છે તેમાંના

પહેલાં રસ્તાના છેડા પર આવેલી છે. તેમાં ખાસ સ્ત્રીઓની અને નાના બચ્ચાઓની સારવાર કરવામાં આવે છે, સારવાર માટે ખાસ અનુભવી અને કેળવાયલી સ્ત્રી ડાકટરો અને નર્સો રોકવામાં આવેલી છે. વળી દરદીઓને ઇસ્પીતાલમાં રાખી તેમની સારવાર કરવામાં આવે છે. બહારના દરદીઓને તપાસવા તથા દવા વિગેરે આપવા માટે ઇસરદાસ આસનમલ નામના એક શહેરી ગ્રહસ્થના નામથી જુદો વિભાગ (ઇ૦ સ૦ ૧૯૧૧માં) બંધાયલો છે. આ સિવાય એ ઇસ્પીતાલમાં દીન પ્રતિદિન સુધારા વધારા થતા આવે છે સુવાવડી સ્ત્રીઓને મદદગાર થવા માટે આ ઇસ્પીતાલ સાથે હાલ લુઇ લોરેન્સ ઇન્સ્ટીટયુશન જોડવામાં આવેલ છે.

૨ **સીવીલ ઇસ્પીતાલ:**—( ઇ૦ સ૦ ૧૮૫૪ ) લેડી ડફરીન ઇસ્પીતાલની પછવાડે રીડસન રોડ પર કે જ્યાંથી રણછોડ લાઇન ક્વાર્ટર શરૂ થાય છે તે વિભાગમાં આ એક સરકારી ઇસ્પીતાલ છે. મકાનની બાંધણી એવી તો સરસ છે કે તે હિંદુસ્તાનમાંની એક સરસ ગણાય છે. ઇસ્પીતાલના જુદા જુદા ૭ વિભાગો પાડેલા છે. મોખરામાંજ ભોંય તળીયે બાંધેલું દવાખાનું છે જેની બાંધવાની શરૂઆત ૧૯૦૪માં થઇ હતી. અહીં બહારના દરદીઓની દવાદારૂથી સારવાર કરવામાં આવે છે. આ સિવાય સરકારી નોકરી માટેના ઉમેદવારો તેમજ ઇસ્પી-

તાલમાં રહેવા લાયક દરદીઓને પણ અહીંજ તપાસવામાં આવે છે. પછવાડેના ભાગમાં એકમાળવાળું લાંબી હારમાં ઇસ્પીતાલનું મકાન છે. જેમાં નીચેના ભાગમાં ત્રણ વિભાગો કરેલા છે. વચ્ચેનો ૧ સર્જીકલ વાર્ડ (કાપકુપ જેવા દરદીઓ માટેનો ભાગ) ૨ મેડીકલ વાર્ડ (દવાદારૂ પર રહેતા દરદીઓ માટેનો ભાગ) ૩ પોલીસ વાર્ડ (પોલીસ દરદીઓ માટેનો ભાગ) ઉપરના ભાગમાં અંગ્રેજ દરદીઓ માટેનો અને બાકી બચતા ભાગમાં દરદીઓની સારવાર કરતી (નર્સો) સ્ત્રીઓના રહેઠાણ માટેના ભાગો છે. આ ભાગની પછવાડે દરદીઓને રાખવા માટેનો એક બીજો પણ વિભાગ છે. એ સિવાય બીજા જુદા જુદા હલકા કામ કરનારાઓના રહેવા વિગેરેનાં ઘર, રાંધણીઆં વિગેરે ઘણા વિભાગો છે. ઇસ્પીતાલને આરસથી અને અષ્ટકોણ ઇંટોથી જડેલી છે. અને બંને બાજુ પર સુંદર પરશાળો રાખેલી છે. એકંદરે કહેતાં તે ઇસ્પીતાલ દરેક રીતે સોઇવાળી છે. હાલમાં કેટલાક વખતથી આ ઇસ્પીતાલ સાથે શહેરના એક મારવાડી શહેરી ગ્રહસ્થ શેઠ ગોરધનદાસ મોહતાના નામથી એક આંખની ઇસ્પીતાલ પણ ચાલુ કરવામાં આવી છે. ખરી રીતે કહેતાં ઇસ્પીતાલ ઇ૦ સ૦ ૧૯૦૯માં મુંબઇના નામદાર ગવર્નર સર જયોર્જ કલાર્કને હાથે ખુલ્લી મેલાયલી છે.

**ક્ષય રોગ માટેની ઈસ્પીતાલઃ**—ચેપીરોગની ઇસ્પી-તાલની પછવાડે ક્ષય રોગના દરદીઓની દવાદારૂ વગેરેની તેમજ તપાસવાની સગવડતમાટે અત્રેની મ્યુ૦ આ ઇસ્પીતાલ ચલાવી રહી છે. આ ઇસ્પીતાલે દરદીઓની સારી સારવારને લીધે ઠીક નામના મેળવી છે.

**ચેપી રોગ માટેની ઈસ્પીતાલઃ**—આ ઇસ્પીતાલ સીવીલ ઇસ્પીતાલની પછવાડે આવેલી છે. જે મ્યુની-સીપાલીટીએ બંધાવેલી છે. તેમજ નિભાવે છે. પ્લેગ અને બીજા ચેપી દરદીઓની અહિંજ સારવાર કરવામાં આવે છે.

**એદલજી દીનશા ઈસ્પીતાલઃ**—( ઇ૦ સ૦ ૧૮૮૧ ) એ સદર બજારમાંની ગ્રીડી સ્ટ્રીટ પર એમ્પ્રેસ મારકેટની બાજુમાં આવેલી છે. મકાનની બાંધણી ઘણી સુંદર છે. અને ઇમારત ઉપર મિનારામાં એક ઘડીઆળ ગોઠવેલો છે. ઇસ્પીતાલમાં માત્ર દરદીઓને દવા દારૂ અપાય છે. પણ સારવાર માટે કોઇ પણ દરદીને ઇસ્પીતાલમાં રાખ-વામાં આવતા નથી.

**સ્ટેશન ઈસ્પીતાલઃ**—( ઇ૦ સ૦ ૧૮૭૦ ) સરકારી પાયદળ લશ્કરને અગ્નિખુણે આવેલું એકમાળવાળું મકાન છે. તેમાં ઇ૦ સ૦ ૧૮૯૦માં સુધારો વધારો કર્યો છે.

હિંદુસ્તાનની કોઇ પણ લશ્કરી ઇસ્પીતાલની સરખામણીમાં આ ઇસ્પીતાલ આવી શકે તેવી છે.

**જાફેર ફેદુ ડીસપેન્સરી:**—(ઇ૦ સ૦ ૧૯૦૪) હેરીસ રોડ પર આવેલી છે. તે સુંદર બાંધણી સાથેનું મિનારા-વાળું મકાન છે. અને મિનારામાં ચારે બાજુએ ઘડીઆળ ગોઠવેલાં છે.

આ સિવાય કિયામાડી પર બચુભાઇ એદલજી દીનશા ઇસ્પીતાલ, અને શહેરના બીજા ભાગોમાં કેટલીક મ્યુ-નીસીપાલીટીની ઇસ્પીતાલો છે.

**રીચમંડ ક્રાફર્ડ જાનવરોની ઈસ્પીતાલ:**—( ઇ૦ સ૦ ૧૮૯૨ ) એ બંદર રોડ પર આવેલી છે. તે અહીંના કલેકટર રીચમંડ ક્રાફર્ડના નામથી તેનાજ વખતમાં શરૂ થએલ છે. આ ઇસ્પીતાલમાં જાનવરોની સારવાર થાય છે. તેમજ માંદા જાનવરોને ઇસ્પીતાલમાં સારવાર માટે રખાય છે.

## કોલેજો અને સ્કુલો.

**ડી૦ જે૦ સીંધ કોલેજ:**— આ કોલેજ ખોલવાનો વિચાર કરાચીના કેટલાક બાહોશ ગ્રહસ્થોને ઇ૦ સ૦ ૧૮૮૧માં સૂજ્યો. અને તેમની મહેનતથી તા. ૧૭મી

જાન્યુઆરી ૧૮૮૭એ ખુલ્લી મેલાઇ. કેટલાક વખત સુધી ઇમારતના દક્ષિણ વિભાગમાંનો ભાગ કોલેજ તરીકે વપરાતો અને ઉત્તર તરફનો કેટલોક ભાગ વિકટોરીઆ મ્યુઝીઅમ ( પ્રદર્શન ) તરીકે વપરાતો. પણ હાલમાં તે જગ્યા કોલેજના વપરાશ માટે ટુંકી પડવાથી મ્યુઝીઅમને બીજી જગ્યાએ લઇ જવામાં આવેલ છે અને આખું મકાન કોલેજના વપરાશમાં લેવાય છે. આ મકાનની સામે એક વિશાળ મકાનમાં મેઠારામ હોસ્ટેલ ( બોરડીંગ ) માં બહારના વિદ્યાર્થીઓને રહેવાની સગવડ કરેલી છે. તેમજ રમવાના સાધનો સાથે વિશાળ કંપાઉન્ડો રાખેલા છે.

**એન૦ જે૦ હાઇસ્કૂલ:**—સીવીલ ઇસ્પીતાલ અને બંદર રોડ વચ્ચે આ સ્કૂલ આવેલી છે. તે સરકાર હસ્તુ છે. અને ઇ૦ સ૦ ૧૮૫૫ માં શરૂ થઇ છે. એજ સ્કૂલના પહેલા હેડમાસ્તર મી૦ નારાયણ જગન્નાથના નામથી ઓળખાય છે. સ્કૂલની બાંધણીમાં પાછળથી ઘણા ફેરફાર કરવામાં આવ્યા છે. તેમાં લગભગ ૬૦૦ વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે. સ્કુલમાં મેટ્રીકયુલેશન અને સ્કુલ ફાઇનલ સુધી અભ્યાસ કરાવાય છે.

**સી૦ એમ૦ એસ૦ હાઇસ્કુલ:**—લોરેન્સ રોડ પર ડાબી બાજુએ વિશાળ જમીન પર આ સ્કુલનાં મકાનો

છે. એ સ્કુલની સ્થાપના કરાચીના એક વખત થઇ ગયેલા કલેટર મેજર પ્રીડી સાહેબે ઇ૦ સ૦ ૧૮૪૬ માં કરેલી છે. તે તેણે મીશન સોસાયટીને સ્વાધીન કરી અને સ્કુલને માટે મકાન અને મેદાન (ગ્રાઉંડ) પણ મેળવી આપ્યાં. અગાઉ તેમાં કારદાર ને કલેકટરની કચેરીઓ હતાં. જુની કલેકટરની કચેરીમાં મુખ્ય મીશનરી (પાદરી) રહે છે. અને જુની મુખ્ત્યારકારી કચેરી સ્કુલના કેટલાક ભાગ તરીકે વપરાય છે. આ સ્કુલની સાથે સ્કુલની સામે આવેલા મીશન ચર્ચ અને મીશન બુક ડેપો પણ મીશન સોસાયટીના હાથમાં છે.

**મેદ્રેસા-તુલ-ઈસ્લામ:**—આ મદરેસાની શરૂઆત તા. ૧ લી સપ્ટેમ્બર ૧૮૮૫ થી થઇ. એ ફ્રીઅર રોડ પર આવેલી મુસલમાન કોમની કેળવણીને માટેની એક મોટી સ્કુલ છે. તેમાં અંગ્રેજી સીંધી અને ઉર્દુનું શિક્ષણ અપાય છે. કોરાનનું શિક્ષણ પણ સ્કુલના શિક્ષણ તરીકે ગણાય છે. સ્કુલના મકાન સાથે વિશાળ જમીન પર બોર્ડીંગ હાઉસ જોડેલું છે.

**કરાચી ગ્રામર સ્કુલ:**—આ સ્કુલની શરૂઆત સીંધના કમીશ્નર ફ્રીઅર સાહેબના વખતમાં ઈ૦ સ૦ ૧૮૫૪ માં થઇ. પહેલાં તેમાં બે વિભાગ હતા. એક છોકરાઓનો અને બીજો છોકરીઓ અને નાનાં બાળકોનો

પણ ઇ૦ સ૦ ૧૮૭૪–૭૫ માં સ્કુલની ફરી બાંધણી થઇ. અને તે ઘણી સગવડવાળી બંધાઇ. સીંધમાં અંગ્રેજોના બાળકોની કેળવણી માટે આ સ્કુલ ખોલાયલી છે.

**પારસી વીરબાઈજી સ્કુલ:**—મી. એસ. એચ. સોપારીવાલાના ધર્મ પત્ની બાઇ વીરબાઇજીના નામથી એ સ્કુલ ઓળખાય છે. તે વિક્ટોરીઆ રોડ પર આવેલી છે. સ્કુલની શરૂઆત ઇ૦ સ૦ ૧૮૫૦ માં થઇ છે. હાલની સ્કુલનું મકાન નવું બંધાયલું છે. સ્કુલમાં અભ્યાસ કરતાં વિદ્યાર્થીઓ ખાસ પારસી કોમનાજ છે. સ્કુલમાં બાળ-વર્ગથી મેટ્રીકયુલેશન સુધીનો અભ્યાસ કરાવવામ આવેછે.

**ચર્ચ ઓફ ઈંગ્લાંડ ઝનાના મીશન:**—આ ખાતાની ઘણીએ કન્યાશાળાઓ જુદા જુદા લતામાં જુદી જુદી ભાષાઓ શીખવી રહી છે.

## જાહેર હોલ.

**ફ્રિઅર હોલ:**—શહેરમાં એ સૌથી જુનો અને મોટો હોલ ગણાય છે. તે અહિંના પ્રખ્યાત કમીશનર અને પાછળથી મુંબઇના ગવર્નર સર બાર્ટલ ફ્રીઅર સાહેબની યાદગીરીમાં ઇ૦ સ૦ ૧૮૫૨ માં બંધાયેલો છે. એ બે માળવાળું સુંદર લાલ પત્થરનું બાંધેલું મકાન છે ઉપરનો

બાગ જાહેર સભાઓ, તમાસાઓ, ખેલો ને નાચો વગેરે માટે વપરાય છે. અને બહાર બંને બાજુના વરંડા પોરબંદરી પથ્થરના થાંભલા પર રચેલા છે. નીચેનો વિભાગ લાયબ્રેરી ને ફ્રી રીડીંગ રૂમ તરીકે વપરાય છે. ઇમારત બહારનાં વિશાળ મેદાનમાં પહેલાં બગીચો હતો. પણ હાલ તે કહાડી નાંખેલો છે. ઇ૦ સ૦ ૧૯૦૬ માં અહિં ચોગાનમાં સ્વર્ગવાસી મહારાણી વિકટોરીઆનું બાવલું ગોઠવવામાં આવ્યું છે એ બાવલામાં નામદાર મહારાણીશ્રીને પોતાના તાજ અને બાદશાહી ઝંભા સાથે ઉભા રાખીને તેમના હાથમાં રાજ્યદંડ અને ગોળો આપેલાં છે. નીચે બંને બાજુએ રક્ષા કરતાં સિંહ અને વાઘ અને પછવાડેના ભાગમાં સિંધની ભુમાને ફળદ્રુપ કરતી સિંધુ નદી દાખવતી એક સ્ત્રી અને મોખરાના ભાગમાં હિંદને અદલ ઇન્સાફ આપવાનો દેખાવ કરતી આંગ્લ ભૂમીના આકારો ગોઠવ્યા છે, જે ઘણાજ સુંદર જણાય છે. બાવલાના રક્ષણ માટે લોઢાની ગેલેરી (કઠેરા) જડેલી છે અને બાવલા સુધી પહોંચવાને વિકટોરીયા રોડને રસ્તેથી આરસના પગથીઆં સાથે ફરસ બંધી કરેલી છે. અહીં ત્યારપછી નામદાર શહેનશાહનું બાવલું પણ બીજી બાજુએ એવીજ રીતે ગોઠવવામાં આવેલ છે.

**મેકસ ડેન્સો હોલ:**—(૧૮૮૬) **ખાલીકદીના હોલ:**—(ઇ૦ સ૦ ૧૯૦૬) થીઓસોફીકલ સોસાયટીનો સર જ્યોર્જ ક્લાર્ક અને સીધ વોલંટીઅર હોલ એ સઘળા બંદર રોડ પર છે.

**લશ્કરી વોલંટીઅર (મોરીસ) હોલ:**— એ વિકટોરીયા રોડ પર છે.

**ગોવા પોર્ટુગીઝ હોલ:**—(ઇ૦ સ૦ ૧૯૦૫) એ ડેપો લાઇનમાં છે.

**મેસોનીક હોલ.**—(મુક્તિ ફોજ) મેસોનીક હોલનો પાયો નેપીઅર સાહેબે ઇ૦ સ૦ ૧૮૪૫ માં નાખ્યો. ઇ૦ સ૦ ૧૮૫૧ માં તેની જુની ઇમારત તોડી પાડી બીજાજ વરસમાં તે માટે નવી ઇમારત બાંધવામાં આવી. આ હોલમાં મુક્તિ ફોજની બીજી સભાઓ પણ બોલાવવા દેવામાં આવે છે, અને તે દરેક સભાઓ પાસેથી ભાડું લેવામાં આવે છે. દરેક સભાના નિયમો અને કાર્યો તદન છુપાં હોય છે. અને તે તેઓના સભાસદ સિવાયના બીજા કોઇને જણાવતા નથી. આવી જાતની કરાચીમાં જુદી જુદી ૭ સાત સભાઓ છે. આ મુક્તિ ફોજ સાથે અનાથ વિધવાઓ અને નાવારસ છોકરાઓનો

બચાવ કરવા અર્થે ઇ૦ સ૦ ૧૮૭૩ માં એક ફંડ ખોલાયલું છે. તે સીંધ મેસોનીક પરોપકાર ફંડના નામથી ઓળખાય છે.

## મુખ્ય દેવળો.

૧ **સેન્ટ પોલ્સ ચર્ચ**:—એ દેવળ મનોરા પર છે. અને તે સિંધના જીતનાર સર ચાલ્સ નેપીયરની યાદગીરીમાં બંધાયલો છે.

૨ **મીશન ચર્ચ**:—એ દેવળ લોરેન્સ અને મીશન રોડના જોડાણ પર છે. તેનો પાયો ઇ૦ સ૦ ૧૮૬૫માં નંખાયો અને તે ૧૮૬૬માં વપરાશમાં આવ્યો.

૩ **હોલીટ્રીનીટી ચર્ચ**:—આ દેવળનો પાયો ઇ૦ સ૦ ૧૮૫૨ માં નંખાયો આજ સુધી તેમાં નવા જુના ઘણા ફેરફારો થઇ ગયા છે. તે છ માળવાળું દેવળ હતું. અગાઉ તેની ઉંચાઇ ૧૫૦ ફીટની હતી, અને વહાણવટીઓને કિનારો બતાવવાને મદદ રૂપે હતું. પણ ઇ૦ સ૦ ૧૯૦૪માં સલામતીને ખાતર ઉપરના બે માળ ઉતારી પાડી તેની ઊંચાઇ ઓછી કરી નાખવામાં આવી છે.

૪ **સેન્ટ એન્ડફ્રુઝ ચર્ચ**:—આ દેવળ વિકટોરીઆ અને એલફીન્સ્ટન રોડ વચ્ચે છે. ઇ. સ. ૧૮૬૭માં તેનો પાયો નંખાયો, તેના મિનારાની ટોચની ઊંચાઇ ૧૩૫ ફીટની છે.

૫ **મેથોડીસ્ટ ચેપલ**:—આ દેવળ ઇ૦ સ૦ ૧૮૭૫માં શરૂ થયો, તે ડેપો લાઇનમાં છે. તેની એક શાખા ઇ૦ સ૦ ૧૯૦૮માં રામબાગમાં શરૂ થઇ.

૬ **સેન્ટ પેટ્રીક રોમન કેથોલીક ચર્ચ**:— આ દેવળ સદર બજારની છેક પુર્વમાં આવેલું છે. તેને અંગે એક મઠ, સ્કુલો અને એ ધર્મના ઉપદેશીઓનું મંડળ સ્થાન છે. આની શરૂઆત ઇ૦ સ૦ ૧૮૪૫ માં થઇ છે.

આ અને બીજાં ખ્રિસ્તી દેવળો સિવાય શહેરમાં કેટલીક મુસલમાની મસીદો અને હિંદુ મંદીરો છે.

**સરકારી જેલ**:—પહેલા જેલની ઇમારત બંદર રોડની ડાબી બાજુએ જેલ કવોર્ટરમાં ઇ૦ સ૦ ૧૮૫૮માં બંધાઇ હતી, પણ કેટલાંક કારણોને લીધે અહીંથી ખસેડી જઇ શહેરને છેક ઇશાન ખુણે ગાર્ડન કવાર્ટરમાં ઇ૦ સ૦ ૧૯૦૫માં બંધાયેલ છે. તેને નવી જેલ કહે છે.

એમાં સજા થએલા ગુન્હેગારોને કેદ પુરવામાં આવે છે. તેમાં ઘણીજ જાતના હુન્નરો થાય છે. જેવા કે દુવાલ ફરાસીઓ, ટેબલક્લોથ, ગાલીચા અને નેતરની ખુરસીઓ વિગેરે વિગેરે પણ સસ્તી અને ઘણા પ્રમાણમાં વેચાય છે. જેલની દેખરેખ એક સુપ્રીન્ટેન્ડેન્ટના હાથમાં છે. નવી જેલને અંદરની ૯ ફીટ ઊંચાઇની તથા બહારની ૧૩ ફીટ ઊંચાઇની એમ બે મજબુત દીવાલો ચોમેર આવેલી છે. જુની જેલના મેદાનમાં અદાલતો, મ્યુ૦ ઓફિસ અને બીજાં સરકારી મકાનો બંધાયલાં છે.

પુલો:—૧ નેપીઅર મોલ:—આ પુલ કિયામાડીને શહેર સાથે જોડવા માટે બંધાએલ છે. તે ઇ૦ સ૦ ૧૮૫૦ માં પુરો થયો હતો. હાલ તેની પહોળાઇમાં વધારો કરવામાં આવ્યો છે.

૨ હાર્ડીંજ બ્રીજ:—શહેરથી કિયામાડી જતાં રસ્તામાં આગગાડીના રસ્તો અગવડ કર્તા ન થઇ પડે તે માટે બીજા કેટલાક બારાના સુધારા થવાની સાથે આ પુલ બંધાયલો છે. તે ઇ૦ સ૦ ૧૯૦૯ માં શરૂ થયો. અને ઇ૦ સ૦ ૧૯૧૧માં હિંદુસ્તાનના વાઇસરોયને હાથે ખુલ્લો મેલાયો તેથી તે તેમનાજ નામથી ઓળખાય છે. પુલ બંને બાજુએ ઢોળાણવાળો ને વચ્ચે ઉંચાણવાળો

છે, ઉંચાણવાળા ભાગ નીચે આગગાડી પસાર થવા માટે આરકાં ગોઠવેલાં છે.

આ સિવાય હાર્ડીંજ બ્રીજ જેવા બીજા કેટલાક પુલો રેલ્વેના ક્રોસીંગો પર બંધાયલા છે.

**વિધવા આશ્રમઃ**—આ આશ્રમ લશ્કરી વિધવાઓને મદદ રૂપે છે. તેનો ખાનગી ભરણાથી ને સરકારી આશ્રયથી નભાવ થાય છે.

## બીજાં જોવા લાયક સ્થળો

**નેપીઅર ઓબેલીસ્ક ( સ્થંભ ):**—એ કિયામાડીથી આવતાં ૧ માઇલ પર રસ્તાની ડાબી બાજુએ ૧૩ ફીટ ઉંચો એક પત્થરનો સ્તંભ છે. તેમાં લખેલું છે કે "આ જગ્યાએથી ૧ લી ડીસેંમ્બર ૧૮૪૭ ને દહાડે લેફ્ટેનન્ટ ગવર્નર સર ચાર્લ્સ નેપીઅર જી. સી. બી. જયારે સીંધના ગવર્નરની જગ્યાએથી ફારેગ થયા ત્યારે તેમને સલામતીની તોપોનું માન આપવામાં આવ્યું હતું, તે દહાડામાં અહિંથી ગાડીઓ કવચીતજ પસાર થતી આ કામ એ નામદારના વખતમાં શરૂ થયુ અને તેમની યાદગીરી વખતે તઇયાર થઇ ગયું." બંધાયું ઇ૦ સ૦ ૧૮૫૩. ફરી બંધાયું ઇ૦ સ૦ ૧૯૦૧; આ લખાણ અંગ્રેજી ભાષામાં છે.

**મેરીવેધર ક્લોક ટાવરઃ**—આ ટાવર મેકલોડ અને બંદર રોડના જોડાણ પાસે આવેલો છે. તે આ પ્રાન્તના કમીશ્નર સર વીલીયમ મેરીવેધર સાહેબની યાદગીરીમાં જાહેર ફંડથી બંધાયલો છે. તે તળીએથી ૧૦૨ ફીટ ઉંચો છે. અને તેનાપર ૭૦ ફીટની ઉંચાઇ પર ચારે બાજુએ ઘડીયાળો ગોઠવેલાં છે. આ ટાવર ઇ૦ સ૦ ૧૮૯૨ માં ખુલ્લો મેલાયો અને અહિંની મ્યુનીસીપાલીટી ને સોંપાયો છે. આ ટાવર આપણા ત્રિકોણાકાર શહેરની ટોચ ગણાય છે.

**મારકેટોઃ—એમ્પ્રેસ મારકેટઃ**—એ સદરમાં પ્રીડી રોડ પર આવેલી છે. તેમાં મુખ્ય ૪ વિભાગો કરેલા છે. મોખરામાં ૧૪૦ ફીટની ઉંચાઇના મિનારા પર ચારે બાજુએ ઘડીયાળો ગોઠવેલાં છે, મારકેટમાં લગભગ ૨૮૦ જુદી જુદી જાતની દુકાનો છે. એ ઇ૦ સ૦ ૧૮૯૧ માં ખુલ્લી મેલાઇ, આ સિવાય શહેરમાં બોલ્ટન મારકેટ રામબાગમાં લેમ્બર્ટ મારકેટ, રણછોડ લાઇન મારકેટ, સોલજર બજાર મારકેટ, ધોબીઘાટ મારકેટ, ક્રિયામાડી મારકેટ, લી ક્વોર્ટર મારકેટ, ખડા મારકેટ વિગેરે મારકેટો છે. આ સિવાય કાપડની મારકેટોમાં જગન્નાથ ગોરધનદાસ મારકેટ, ખટાઉ મકનજી મારકેટ અને બીજી કેટલીક માર્કેટો છે.

શહેરના ભાગમાં જોડીઆ બજાર, જુની મારકેટ અને મીઠાધર પરની બજાર વગેરે છે.

**વિક્ટોરીયા મ્યુઝીઅમઃ**—ઇ૦ સ૦ ૧૮૯૨ સુધી એ સંગ્રહસ્થાન ફ્રિયર હોલમાં નીચેના મુખ્ય હોલમાં હતું, પણ ત્યાર પછી તે સીંધ કોલેજના એક વિભાગમાં લઇ જવામાં આવ્યું. ત્યાં તે ૧૯૨૯ સુધી રહ્યું પણ ત્યાર પછી કોલેજના વપરાશ માટે મકાનની તંગી પડવાથી મ્યુનીસીપલ બગીચાને એક ખૂણે અત્રેની મ્યુનીસી-પાલીટીએ એક નવું ભપકાદાર મકાન બાંધી તેમાં આ મ્યુઝી-અમને ગયા વરસથી લઇ ગયેલ છે. એ સર ચાર્લ્સ નેપીઅર સાહેબનું સ્થાપેલું છે અને એક વખતે તે ઘણીજ સરસ હાલતમાં એક અંગ્રેજ અમલદારની દેખરેખ નીચે હતું. પણ તેમાંથી કેટલીક કીમતી ચીજોનો જથ્થો ગુમ થઇ ગયો છે. એમાં સેવાનમાંથી મળી આવેલા ફારસી ભાષા સાથેના ત્રણ મોટા પત્થરો, આરસનો કોતરેલો બ્લોક, બેટ દ્વારકાનો દરવાજો વગેરે જોવા લાયક છે.

**સરકારી મહેલઃ**—સિંધના કમીશનરનું રહેઠાણ સિવિલ લાઇનમાં આવેલું છે. આ મહેલ સિંધ જીત્યા પહેલાં સર ચાર્લ્સ નેપીઅર સાહેબે બંધાવ્યો હતો. પણ તેની પાસેથી ઇ૦ સ૦ ૧૮૪૭માં સરકારે તે



કેન્ટોન્મેન્ટ સ્ટેશનઃ-હકીકત માટે જુઓ પાનું ૨૦ મું.



સરકારી બગીચો—હકીકત માટે જુઓ પાનું ૫૧ મું.

વખતના કમીશ્નર પ્રીંગલ સાહેબ માટે ખરીદી લીધો. ઇમારતનો ઉપરનો ભાગ ઇ૦ સ૦ ૧૮૬૫માં થઇ ગયેલા કમીશ્નર જેકબ સાહેબનાં વખતમાં બંધાયલો છે. હાલના નામદાર શહેનશાહ અને મહારાણી મેરી ઇ૦ સ૦ ૧૯૦૬માં જ્યારે યુવરાજ અને યુવરાજ્ઞી તરીકે આ શહેરમાં પધાર્યા ત્યારે એ મહેલમાં ઘણા સુધારા વધારા ને ફેરફાર કરેલા છે. એ મહેલની અંદરની સગવડ સારી છે. પણ બહારનો દેખાવ એટલો બધો ભપકાદાર નથી. આ મહેલ પહેલાં ખાનગી રહેઠાણ માટે વપરાતો પણ ઇ૦ સ૦ ૧૮૨૫થી સરકારી ઉપયોગ માટે વપરાશમાં આવે છે.

**સરકારી બગીચોઃ**—આ જોવા લાયક બગીચો લગભગ ૪ એકર જમીનમાં સમાએલો છે. અંગ્રેજોની જીત પછી આ બગીચો તરતજ ગોરા લશ્કર અને અમલદાર વર્ગને શાકભાજી પુરી પાડવા માટે તૈયાર કરવામાં આવ્યો હતો. પણ પાછળથી મ્યુનીસીપાલીટીને સોંપી દેવામાં આવ્યો હતો. તેમણે તે જાહેર વપરાશ માટે કેટલાક વખત પછી ખુલ્લો મુકયો. અને ઇ૦ સ૦ ૧૮૮૨માં તેમાં કેટલાક સુધારા વધારા કર્યા. વળી તેમાં પ્રાણીઓનો સંગ્રહ કરવામાં આવ્યો જે સંગ્રહ પશ્ચિમ હિંદના ઘણા સારામાંનો એક ગણાય છે. પ્રાણીઓમાં દિન પ્રતિદિન નમુનેદાર વધારો થતો જાય છે. આ બગીચાની

પેદાસમાંથી મ્યુનીસીપાલીટીને સારો ફાયદો થયો છે. આ બગીચાની દ્રાક્ષ હિંદમાં સૌથી સરસ ગણાય છે. પાણીના પક્ષીઓનો સંગ્રહ હીંદમાં સૌથી સરસ ગણાય છે. આ બગીચાને હાલ કેટલાક વરસોથી અત્રેની મ્યુનીસીપાલીટીએ હિંદના મહાન નેતા મહાત્મા ગાંધીજીનું નામ આપેલું છે એટલે હવે તેને ગાંધી બાગના નામથી ઓળખવામાં આવે છે. આ સિવાય સરકારી બગીચા પાસે મીરલોકોનો બગીચો, લશ્કરી વિભાગની પશ્ચિમે ત્રીકોણાકાર રૂપે આવેલો બર્ન્સ ગાર્ડન, ફ્રીઅર હોલ ગાર્ડન, અસ્કિંન કે ખોડી ગાર્ડન, નાનકવાડા ગાર્ડન અને બીજા કેટલાક બગીચાઓ છે. જે સઘળા હરવા ફરવા તથા કામથી કંટાળી જતાં આરામ લેવા માટે ઘણા ઉપયોગના છે.

**નાટકશાળાઓઃ**—અંગ્રેજ ખેલાડીઓ ખાસ કરીને પોતાના ખેલો જાહેર હોલમાંજ ભજવે છે. જ્યારે દેશી કંપનીઓ માટે શહેરમાં કેટલીક નાટકશાળાઓ બનાવેલી છે. જે શહેરના અને સદરના જુદા જુદા ભાગોમાં આવેલી છે. હાલમાં શહેરમાં નાટક કંપનીઓ કરતા સિનેમાઓની ભરતી વધારે ગણાય છે.

**ધર્મશાળાઓઃ**—આ શહેરમાં લયારી ક્વાર્ટરમાં મી. ટેહીલરામ ખીમચંદના સ્મરણાર્થે બંધાયલી ધર્મશાળા હિંદુ તેમજ મુસલમાન કોમ માટે સામાન્ય ઉપયોગની છે. તે સિવાય શેઠ મામદ મોલનું બંદર રોડ પરનું મુસાફર

ખાનું કેટલેક ભાગે મુસલમાનોની ઠીક ગરજ સારે છે. આ સિવાય બીજી પણ કેટલીક હિંદુ ધર્મશાળાઓ છે. ખોજાઓ માટે શેઠ ચાગલા દાતુનું મુસાફરખાનું અને વહોરાઓ માટે તેમની મસ્જીદો વગેરે ઉતારાની સારી સગવડ સારે છે.

## જાહેર મેળાઓ.

મહા વદ ૧૪ એટલે મહાશિવરાત્રીનો હવા બંદરનો મેળો ભરાય છે.

ચૈત્ર શુદ ૨ એટલે ચૈત્રી ચંદ્રને દહાડે મનોરાનો મેળો ભરાય છે.

શ્રાવણ શુદ ૧૫ એટલે નાળિએર પુનમે નેટીવ જેટી પર દરિયા કિનારે મેળો ભરાય છે.

શ્રાવણ વદ ૭-૮-૯ એટલે જન્માષ્ટમીના તહેવારોમાં નાગનાથ પર મેળો ભરાય છે.

શ્રાવણ વદ ૯ આમલીના તળાવ પર તથા સોલજર બજારમાં પંચમુખી પર મેળો ભરાય છે.

આસો શુદ ૧ થી ૧૦ સુધી રામબાગ પર રામલીલાનો મેળો ભરાય છે.

આસો વદ ૧૪-૦)) અને કારતક શુદ ૧ એ ત્રણ દહાડા વેડરબર્ન કન્યાશાળા પાસેના મેદાનમા દિવાળીનો મેળો ભરાય છે.

આ સિવાય મુસલમાનોના મહોરમનો તહેવાર અને તેમના એકાદ બે મેળા ભરાય છે, જેમાં મહોરમ કાંઇક જોવા લાયક છે.

અંગ્રેજી મેળાઓમાં નાતાલ તથા નવા વરસની અને નામદાર શહેનશાહના જન્મ દિવસની પરેડ સદરની પછવાડેના લશ્કરી મેદાનમાં થાય છે.

**ઇન્સાફની અદાલતોઃ**—નાના દિવાની દાવાઓની કોર્ટ જે બંદર રોડ પર આવેલી છે તે સિવાયની લગભગ બધી અદાલતો મુંબઇ બેંકની બાજુમાં મેકલીઅડ રોડ પર આવેલી હતી જેમાંની મુખ્ય મોટી અદાલતનું મકાન ઇ૦ સ૦ ૧૮૬૬માં અંગ્રેજ સરકારે ખરીદી લીધું છે. ઇ૦ સ૦ ૧૯૦૯માં ફરીથી તેમાં ઉપરની છતનું સમારકામ કરવામાં આવ્યું હતું. એ ઇમારત અગાઉ બેંક તરીકે વપરાતી હતી. હાલ તે મકાન ખાલી કરી આર્ટિલરી મેદાનમાં વડી કોર્ટોના વપરાશ માટે એક બાદશાહી નમુનાનું ભવ્ય મકાન બાંધી વડી કોર્ટોને ત્યાં ખસેડવામાં આવી છે. અને ફોજદારી કોર્ટો જે ભાડાના મકાનમાં બેસતી તે માટે જુની જેલના મેદાનમાં સુંદર ઇમારત બાંધી ત્યાં લઇ જવામાં આવેલ છે. એટલે હાલમાં ઇન્સાફની બધી અદાલતો સુંદર મકાનોમાં ગોઠવવામાં આવી છે.



# પ્રકરણ ૭ મું.



## વિશેષ હકીકત.



**લોકો:**—આ શહેરમાં ઘણી જાતના લોકો રહે છે. જેમનો ખાસ ધંધો કારીગરી ( સુતાર, લુહાર, દરજી, સોની, મોચી વગેરેનું કામ ) કે મજુરી, વેપાર અને ખાનગી નોકરી છે. તેઓ છુટા છવાયા ઘણે ભાગે કોમવાર જુદા જુદા લતાઓમાં રહે છે. વસ્તીના લગભગ અર્ધા ભાગમાં હિંદુઓનો અને બાકીના અર્ધા ભાગમાં મુસલમાન અને બીજી થોડીક કોમોનો સમાવેશ થાય છે. જુનાં શહેરમાં ઘણે ભાગે સીંધીઓ રહે છે. મધ્ય ભાગમાં કચ્છ અને કાઠીયાવાડના લુહાણા બ્રાહ્મણો વગેરે વસે છે. ઉત્તર ભાગમાં ઘણે ભાગે મુસલમાનો છે. રામસ્વામી ગાડીખાતામાં લુહાર, સુથાર તથા લુહાણા અને રણછોડ લાઇનમાં મારવાડી, બ્રાહ્મણો અને બીજી કેટલીક મજુર વર્ગની કોમો રહે છે. સોલ્જર બજાર તથા બેગારી ખાતામાં થોડાક બાદ કરતાં ઘણે ભાગે હલકી કોમનાં લોકો રહે છે. સદરમાં પારસીઓ, ગોવાનીઝો; બીજી

હિંદુ કોમો તથા કેટલાક અંગ્રેજો રહે છે, સીવીલ લાઇનમાં અને હવાબંદરના છુટા છવાયા બંગલાઓમાં અંગ્રેજો રહે છે, ખોજાઓની વસ્તી જુના શહેરના પશ્ચિમ ભાગમાં છે. મેમણ, પારસીઓ, આમીલ, ( સીંધની કેળવાયલી હિંદુ કોમ ) અને બીજા કેટલાક હિંદુઓ રામબાગમાં રહે છે. આ સઘળા લોકો પોતપોતાના પહેરવેશથી ખાસ કરીને જુદી જુદી કોમવાર કેટલેક ભાગે પરખાઇ આવે છે. બંદર રોડ પર અંગ્રેજ વેપારીઓની કેટલીક ઓફીસો છે. કિયામાડી પરના પુરેલા ભાગ પર કેટલાક ગોડાઉનો માલ રાખવા માટે બંધાયલાં છે. અને ત્યાંની સગવડ માટે "કરાચી ટ્રામવે કંપની" ની સડક તથા વેપારની સગવડ માટે એક રેલ્વે સડક નાંખેલી છે. ઘાસ બંદર સુધીના ભાગ પર કુરદા બાંધેલા હોવાથી સંખ્યાબંધ પરદેશી આગબોટો કિનારે લાંગરે છે. આ સઘળા કારણોને લીધે વસ્તી પણ ત્યાં જણાય છે. સિંધના કોઇપણ ભાગ કરતાં મજુર વર્ગને આ શહેરમાં બમણી મજુરી મળે છે. ઉપર જણાવેલાં લોકોની ખાસીયતોમાં મુસલમાનો કંઇક ઓછા કેળવાયલા પણ હીમતવાન. ઝનુની અને પોતાના ધર્મ ( દીન ) ને માટે લાગણી ધરાવનાર છે. પારસીઓ સુધરેલા, વિવેકી, ચપળ અને કેળવાયલા છે. હિંદુઓ ગરીબ વિવેકી અને પોતાના કુટુંબ પ્રત્યે માયા રાખનાર છે. પણ તેઓ નાહિંમત અને અદાલતમાં જવાને ઘણા

શોખીન છે. લગ્નમાં અને નાતો જમાડવામાં અમથો ખરચ કરવાથી ઘણા ગરીબ જ રહે છે. તેઓ બાળ લગ્ન કરે છે. જેથી ઘણી ખરાબી થાય છે. સ્ત્રીઓને અજ્ઞાન (અભણ) રાખવામાં આવે છે. અને તેમની સાથે કેટલેક ભાગે ઘણી હલકી રીતે વર્તવામાં આવે છે. પણ ઘણા સમજુ ને સુધરેલા લોકોમાં સ્ત્રી કેળવણીનો વિચાર પ્રસરતો (ફેલાતો) જાય છે. અને તેમની તરફથી સ્ત્રીઓ પ્રત્યે માનની દ્રષ્ટીથી જોવાય છે.

**ધર્મ**:—આ શહેરમાં મુખ્ય ચાર ધર્મના લોકો મળી આવે છે.

૧ **હિંદુ**—આ ધર્મને માનનારા ખાસ હિંદુઓ છે. તેઓ પોતાની ઇચ્છાનુસાર શૈવ, વૈશ્નવ, જૈન, સ્વામીનારાયણ વગેરે જુદા જુદા પંથોને માને છે.

૨ **મહમદી**:—આ ધર્મને માનનારા મુસલમાનો છે. તેઓ મહમદ પેગંબર સાહેબને માનનારા છે. આ ધર્મના શીઆ અને સુની એવા બે મુખ્ય ફાંટા છે.

૩ **જરથોસ્તી**:—આ ધર્મને માનનારા પારસીઓ છે. તેઓ જરથોસ્ત પેગંબરને માનનારા છે. તેઓ અગ્નિ ( આતશ ) ને પુજે છે.

૪ **ખ્રીસ્તી**:—આ ધર્મને માનનારા અંગ્રેજો અને દેશી ખ્રીસ્તીઓ છે. તેઓ પ્રભુ ઇસા મસી ( જીસસ ક્રાઇસ્ટ ) ને માને છે.

**ભાષાઓઃ**—આ શહેરમાં સિંધી ભાષા એ મુખ્ય છે. ( તે સંસ્કૃતમાંથી નીકળેલી છે. ) અને તેથી સરકારી વહીવટ પણ અંગ્રેજી સાથે સિંધી ભાષામાં ચાલે છે. આ સિવાય ભણેલા લોકો ફારસી, બલોચી, ગુજરાતી, હિંદુ-સ્તાની તેમજ અંગ્રેજી ભાષાઓ પણ લખી વાંચી શકે છે. એ સઘળી ભાષાઓ સિવાય કચ્છના વતનીઓમાં કચ્છી ભાષા પણ બોલાય છે.

**ઉદ્યોગ.**—આ શહેરમાં સાધારણ ધંધાદારી લોકોના હાથથી તૈયાર થએલી નિત્ય વપરાશમાં આવતી ઘણી ખરી ચીજો મળી શકે છે. જેથી તેમનો રોજગાર પણ સારી રીતે ચાલી શકે છે. પણ તે સિવાય અહિં બરફ બનાવવાનાં, લોટ દળવાના, દાળ કરવાના, ચોખા છડવાના, છાપવાના, તેલ કાઢવાના, ઘઉં દળવાના, કપાસ દાબવાના, ચામડા તથા ઉન સાફ કરવાના વગેરે ઘણી જાતના વરાળ યંત્રથી ચાલતા સંચાઓ તથા સાદા કારખાના છે, તેથી તે પર પણ ગરીબ લોકોનું ગુજરાન કંઇક ભાગે ચાલી શકે છે.

**જાનવરઃ**—ગાય, બકરાં, ઘેટાં, ઉંટ, ઘોડા અને ગધેડાં વગેરે જાનવરો આ શહેરમાં ઘણી જગ્યાએ જોવામાં આવે છે. ભેંસો થોડી પળાય છે. ખેતીના ઉપયોગ માટે ફક્ત બળદ તથા ભારવાહક તરીકે બળદ, ઉંટ, ઘોડા અને ગધેડા વગેરે વપરાય છે. પોપટ, લાલ ચકલીઓ

(રોબીન્સ) અને બુલબુલ એ ખાસ પાળવાના પક્ષીઓ છે, જંગલમાં વરૂ, શિયાળવાં વગેરે પણ મલી આવે છે. આ સિવાય તેતર પણ જંગલોમાં હોય છે. કાગડા, ચકલા, સમડી, કાબર, કુકડાં વગેરે સામાન્ય પક્ષીઓ છે. કરાચીને દરીઆ કાંઠે માછલીઓ પણ નીકળે છે. સાપ, વીંછી, કાનખજુરા વગેરે ઝેરી જીવો પણ કોઇ કોઇ વખત જણાય છે.

**ખનીજઃ**—ખનીજ તરીકે આ શહેરથી થોડેક દુર પત્થરની ખાણો છે. જે પત્થરો શહેરની ઇમારતો બાંધવા માટે તથા રસ્તાઓ સમારવા માટે વપરાશમાં લેવાય છે. એ પત્થર નરમ અને શોભીતો છે.

**ખેતી અને વનસ્પતિઃ**—અહિં ખેતીની પેદાશમાં જુવાર, ગુવાર અને મગ એ મુખ્ય છે, ભાજીપાલામાં કાંદા, દુધી, કારેલાં, વેંગણ, પટાટા, પાપડી, વગેરે શાકભાજી નિપજે છે. નાળીએરી ને તાડીના ઝાડ પણ સાધારણ રીતે જોવામાં આવે છે, એ સિવાય દ્રાક્ષ, અંજીર વગેરે જુદી જુદી જાતનાં ફળ ફુલ પણ અહીં નીપજે છે. શહેરમાં લીંમડા, પીપળો, બાવળ, આંબા, આમલી, બદામ, ખજુરી વગેરે બીજા કેટલાક ફુલ ફળાદીનાં ઝાડો પણ જોવામાં આવે છે, શહેરમાં આવતી વનસ્પતિ આજુ બાજુના બગીચાઓમાંથી તથા મલીરથી આવે છે.

**વેપારઃ**—આ શહેર ખાસ સિંધ અને પંજાબનું મુખ્ય શહેર હોવાથી મુખ્ય આયાત અને નિકાશ અહીંથીજ થાય છે.

**આયાતમાંઃ**—ગરમ અને સુતરાઉ કાપડ, લોઢું વિગેરે ધાતુઓ, સાંચા, કોલસા, દારૂ ( મદીરા ) કટલરી ( છરી, કાંટા વિગેરે ) સુતરાઉ, રેશમી અને ગરમ લુગડાં, ચામડાં, ખાંડ, ઘાસલેટ, કાગળ, રબર, ચિનાઇ વાસણ, કાચ, રંગ, રમકડાં વિગેરે વિલાયતથી આવે છે. ગુણીઓ ( બારદાન ) શણ વગેરે કલકતેથી આવે છે. ઇમારતી લાકડાં અને નાળિયેર વગેરે મલબાર કાંઠેથી આવે છે. બળતણ અને પાપડીઓ ખારો સિંધમાંથી આવે છે."

**નિકાશમાંઃ**—કપાસ, ઊન, ચીથરાં, હાડકાં, તલ વગેરે તેલીઆં બીઆં ઘઉં વગેરે અનાજ, ચામડાં અને તે સિવાયની બીજી કેટલીક ચીજો બીજા દેશાવર ખાતે જાય છે.

**ઋતુઃ**—આ શહેરમાં ઋતુ અનુસાર ગરમી અને ઠંડી સાધારણ છે. અને વરસાદ ઘણોજ ઓછો અને કેટલીક વખત મોસમ વગર વરસે છે, ચોમાસા કરતાં શિયાળામાં વરસાદ વરસવાની વધારે વકી રહે છે. તંદુરસ્તીને માટે હવા પાણી સારાં છે. (ઇ૦સ૦ ૧૮૯૬) થી મરકીને લીધે લોકોને કેટલાક વરસો સુધી હાડમારી

ભોગવવી પડી હતી. પણ હાલમાં ઇશ્વરની કૃપાથી એ હરહ નાબુદ થઇ ગયેલો જણાય છે. નીપજનો આધાર ખાસ કરીને સીંધ અને સિંધુ નદી પર હોવાથી દુકાળનો ભય લાગતો નથી. પણ વરસાદની અછતને લીધે ઘાસ ચારાની તંગી રહે છે. જે જરૂર પડતાં સિંધ, ગુજરાત, કાઠીયાવાડના બંદરોથી આયાત કરવામાં આવે છે. આ શહેરની હવા કાંઇક ખારી અને ભેજવાળી હોવાથી શહેરના ઉદ્યોગને નુકશાનકારક થઇ પડેલ છે. કારણ કે તેથી સાંચા કામ ટકાઉ અને સારી સ્થિતીમાં ન રહેતાં કટાઇ જતા હોવાથી શહેરને આગળ વધવામાં હરકત કર્તા થઇ પડેલ છે.



# પ્રકરણ ૮ મું.



## પ્રાચીન અને અર્વાચીન.

અગાઉ પરદેશી હુમલાઓ ધાડપાડુઓ તથા લુટારાઓનો પ્રજાને ડર રહેતો હતો. અને તેથી આપણા જાનમાલ હમેશ જોખમમાં રહેતાં હતાં. હવે આ બાબતની

સઘળી ધાસ્તી જતી રહી છે. અને આપણે સહીસલામત રહી શકીએ છીએ. પણ આને પરિણામે આપણે નિર્માલ્ય અને બીકણુ બની જઇ સ્વરક્ષણ કરવાની તાકાદ પણ ખોઇ બેઠા છીએ.

અગાઉના હાકેમો પોતાની ઇચ્છાનુસાર દોષિત કે નિર્દોષને શિક્ષા કરતા હતા કે છોડી દેતા હતા. અને તેવા થતા ઇન્સાફ માટે તેમને માટે કયાંય પોકાર થઇ શકતો ન હતો. પણ હમણા બધા કામો કાયદાનુસાર થાય છે. નીચેના હાકમો પાસે કદાચ પુરતો ન્યાય ન મળે તો ઉપરના હાકમોને તેવી બાબત ફરી તપાસ ને ન્યાય માટે અપાય છે. પણ ન્યાયનું કામ ખરચાળ થઇ ગયેલું હોવાથી ગરીબ પ્રજાને તે ભારરૂપ થઇ પડેલ છે. વળી ઇન્સાફના કામો હાલમાં એટલા તો લંબાણવાળા થઇ ગયા છે કે લોકો તેથી કંટાળી જાય છે.

અગાઉના વખતમાં ઘણું કરીને વેપાર માત્ર નજીકના ભાગો સાથેજ ચાલતો તેમજ મુસાફરી કરવી પણ ઘણી વિકટ જણાતી હતી. પણ હમણા આગગાડીઓ અને આગબોટોની સગવડથી દુરના દેશો નજદીક થઇ ગયા છે. અને મુસાફરી પણ સસ્તા ભાડાથી અને નિર્ભય રીતે થઇ શકે છે. પણ આ સુધારાઓથી આપણા દેશની નીપજ અને કાચો માલ મ્હોળા પ્રમાણમાં પરદેશ ખાતે પરદેશી વેપારીઓ ઘસડી જાય છે.

અગાઉ પરદેશ ગુજારતા લોકોના ક્ષેમકુશળતાના સમાચાર તેમના અતલગનાં સગા સંબંધીઓને મળી શકતા નહોતા અને કદાચ મળતા તો ઘણી મુશ્કેલીથી મળતા. પણ હમણા ટપાલની સગવડથી આપણને ઘણાજ થોડા વખતમાં તેવા સમાચાર મળી શકે છે. વળી તારદ્વારા તો હજારો ગાઉ દુરના ખબર પણ થોડા કલાકોમાંજ મળે છે. આ સાથે તાર અને ટપાલથી વેપારને પણ સારો લાભ થયો છે પણ તે માટેના દરોમાં હાલ કેટલાક વખતથી સરકારે વધારો કરેલો હોવાથી તે લોકોને ભારે પડે છે.

અગાઉના વખતમાં કોઇકજ માણુસ લખી વાંચી શકતું હતું. પણ હમણા કેળવણીનો પ્રચાર દિનપ્રતિદિન વધતો જાય છે. ગામડાઓમાં પણ નિશાળો સ્થાપવામાં આવી છે તેમજ આવે છે. અને તેથી લોકો અભણ ન રહેતાં તેમને વાંચતાં લખતાં શિખવાનું મળે છે. વિદ્યાને લીધે ઘણા પુસ્તકો અને વર્તમાન પત્રો છપાઇ બહાર પડે છે. અને તેથી ગામડાના લોકોને પણ દુર દેશોમાં બનતી બીનાઓની ખબર મળે છે. પણ આ સુધારાને લીધે લોકો પોતપોતાનો ધંધો ભૂલી જઇ સારા ભણેલા ગણેલા હોવા છતાં ભૂખે મરતા થઇ ગએલા જોવામાં આવે છે. કહેલું છે કેઃ—

મેટ્રીક તો માંદા પડે, બી.એ, ના બેહાલ,<br>
એમ.એ, મરણ પથારીએ, એ વિદ્યાના હાલ.

વળી લોકોને માંદગીમાંથી બચાવવાને અને જ્યારે તેઓ માંદા હોય ત્યારે તેમને ઔષધી મળે એમ ઇસ્પીતાલોદ્વારા સરકારે ઘણો સારો બંદોબસ્ત કર્યો છે. ખાસ ગરીબ લોકોને મફત દવા મળી શકે છે. વળી સીતળાના રોગથી બચાવવા માટે—ફરજીઆત સૈચર કઢાવવાનો પણ સારો બંદોબસ્ત કર્યો છે.

મોટા શહેરોમાં પુષ્કળ ચોખ્ખું પાણી પુરૂં પાડવા માટે પણ ઘણી સારી યોજનાઓ કાઢેલી છે.

આ સિવાય આપણા સિંધ પ્રાંતમાં સિંધુ નદીમાંથી ઘણું બાંધકામ થયું છે. આથી નહેરોદ્વારા આખા પ્રાંતમાં પાણી ફરી વળે છે. અને હવે આ પ્રાંતમાં દુકાળની બીલકુલ ધાસ્તી રહેતી નથી. જે જગ્યાઓ અગાઉ રણ રૂપે રહેતી હતી તે આજે ખેતીથી લીલી છમ થઇ રહેલી દેખાય છે.

એકંદરે ચાલુ સમયમાં લોકોને ઘણી જાતનાં સુખ અને સગવડો મળેલી જોવામાં આવે છે. પણ લોકોની આર્થિક સ્થિતિ દિન પ્રતિદિન બગડતી જોવામાં આવે છે.



# પ્રકરણ ૯ મું.

## કરાચી તાલુકો



**સીમા**:—આ તાલુકો કરાચી જીલ્લાની છેક પશ્ચિમ બાજુએ ઠઠ્ઠા વિભાગમાં આવેલો છે. એની ઉત્તરમાં કોહીસ્તાન તાલુકો, પૂર્વે કોહીસ્તાન અને ઠઠ્ઠા તાલુકો દક્ષિણે મીરપુર સાકરા તાલુકો અને અરબી સમુદ્ર તથા પશ્ચિમે હબ નદી અને માંઝ ભુશીર છે.

## વિભાગો, વસ્તી અને ગામો.

**૧ ગદાપ**:—૧ ખાર, ૨ મોહધાન, ૩ કંઠ, ૪ ગદાપ મહાજન, ૫ કાંકર.

**૨ હબ**:—૧ મગોપીર, ૨ ગોલામખાનનું ગામ, ૩ ગુધપાસ, ૪ લાલ ભખર, ૫ અલીબનાનું ગામ.

**૩ મહલ**:—૧ મેમણોનું ગામ, ૨ ધરસાનો છનો. ૩ જામનું ગામ, ૪ બાઝાર, ૫ શાનરો.

**૪ મલીર**:—૧ ઇબ્રાહીમ હેદરી, ૨ વટેજી, ૩ રહીમખાનનું ગામ, ૪ દાએચી, ૫ પીપરી, ૬ બાકરાણી, ૭ ગગર.

**૫ થાણા:**—૧ થાણા, ૨ આસુનું ગામ, ૩ મલીર સ્ટેશન, ૪ હાજી સુખાનું ગામ, ૫ ગાર, ૬ લાંઢી, ૭ રેરી.

**૬ કરાચી:**—૧ કરાચી, ૨ મનોરા બેટ, ૩ ભાબો, ૪ ભીટ, ૫ મારીપુર, ૬ ગીસરી બંદર.

**પર્વતો:**—હાજીજોરા અને કટારી કતાર એ મુખ્ય છે. એ સિવાય આ તાલુકામાં ટેકરીઓની હારો ઘણીછે.

**સમુદ્ર:**—અરબી સમુદ્ર.

**ખાડી:**—૧ ગીસરીની ખાડી, ૨ કરંજી ખાડી.

**બેટ:**—મનોરા એ કરાચી પાસે છે.

**બંદર:**—કરાચી.

**ભુશીર:**—માંઝ એ કરાચી તાલુકાની દક્ષિણ અણી કરાચીથી ૨૦ માઇલ દુર અરબી સમુદ્રમાં લંબાયલી છે.

## નદીઓ.

આ તાલુકામાં મુખ્ય નદી હબ છે. એ પશ્ચિમ સરહદ વાળા ખીરથર પર્વતમાંથી નીકળી ૧૨૦ માઇલ વહી સીંધની છેક દક્ષિણ અણી રાસલમારી કે માંઝ ભુશીર પાસે અરબી સમુદ્રને મળે છે. આ નદી વરસાદના દહાડામાં હમેશ કરતાં વધારે જોસથી વહે છે. એમાં ચુનીગજી, ભોરા, થર, ંગ વગેરે નાનાં મોટા નાળાંઓ મળે છે.

**મલીર નદી:**—કરાંચીને ઇશાન ખુણે કોહીસ્તાનમાંથી નીકળી ૬૦ માઇલ વહી કરાચીની નજદીક ગીસરીની ખાડી આગળ અરબી સમુદ્રને મળે છે. એ નદી કરાચીથી ૬ ગાઉ દુર મલીર અને લાંઢીના સ્ટેશનો વચ્ચેથી પસાર થાય છે.

મુલ, લંક, થધેજી, કંદજી, સીકન, ખાઝાર વગેરે નાનાં મોટાં નાળાંઓ આ નદીમાં મળે છે.

એ નદી માત્ર વરસાદના પાણીથીજ વહે છે.

**લયારી:**—એ નદી કરાચી આગળ અરબી સમુદ્રને મળે છે.

**રેલ્વે અને સ્ટેશનો:**—આ તાલુકામાંથી પસાર થતી રેલ્વે નોર્થ વેસ્ટર્ન રેલ્વેના નામથી ઓળખાય છે. કરાચી શહેરથી ચાલતાં ૧ કરાચી સીટી ૨ કરાચી કેન્ટો-ન્મેન્ટ, ૩ ડ્રીગરોડ, ૪ મલીર, ૫ લાંઢી, ૬ પીપરી, ૭ દાબેચી, ૮ રન પીટાણી વગેરે સ્ટેશનો કરાચી તાલુકા-માંના છે. ત્યાંથી થઇને રેલ્વે કોટ્રી તરફ લંબાય છે.

## મુખ્ય શહેરો, ગામો અને સ્થળો.

**કરાચી:**—આ શહેર ઘણું વિશાળ અને દરીઆ કાંઠે આવેલું વેપારનું મુખ્ય મથક છે. ( તેની વિગતવાર હકીકત અગાઉ આપેલી છે તે પર જોવું )

**મલીરઃ**—આ ગામ કરાચીથી ૭ માઇલ દુર આવેલું છે. એ ફુળ ફળાદિ માટે ઘણુંજ પ્રખ્યાત છે. એમાં જુદી જુદી જાતનાં પુલ, કંદમુળ, શાક ભાજી વગેરે પુષ્કળ પ્રમાણમાં નીપજે છે. તે ઘણે ભાગે કરાચીમાં વેચાય છે.

**મ્હારીપુરઃ**—એ કરાચીની પશ્ચિમે ૮ માઇલ દુર આવેલું છે. ત્યાં મીઠાના અગર છે અને સરકારી માણસો મીઠું પકવે છે. તેથી પુરૂષો અને સ્ત્રીઓ મળીને ઘણા માણસોની વસ્તી એક ગામડું વસાવીને ત્યાં રહેલ છે. અહિંનું મીઠું આખા સિંધમાં વપરાય છે.

**મગર પીરઃ**—આ સ્થળ કરાચીની ઉત્તરે ૯ માઇલ દુર આવેલું છે. વિક્રમની ૧૩મી સદીમાં અહિં હાજી મગા નામનો એક આરબ ફકીર આવી વસેલ હતો, અને તેની મુલાકાતે તે અરસામાં કોઇ ચાર મિત્ર ફકીરો ત્યાં ગયા હતા. જેમાં સેવાનના અતિ પ્રખ્યાત લાલ શાહબાઝ કલંદર પણ હતા. તેમણે ઝાડો ને કિસ્તી (પાણીના કુંડો) વડે આ સ્થળને સુંદર અને રહેવા લાયક બનાવ્યું. ઉક્ત ફકીરના મરણ બાદ તેને ત્યાં દફનાવવામાં આવ્યો. અને ત્યારથી એ સ્થળ મગાપીરના નામથી મુસલમાનોના યાત્રાના સ્થળ તરીકે ગણાયું. ઉપર જણાવેલી કિસ્તીઓ-માંની બે ઉના પાણીની હતી. જેમાંની એકનું પાણી માફક ગરમ અને બીજીનું અત્યંત ગરમ હતું. એ પાણીમાં



મગાપીરઃ—હકીકત માટે જુઓ પાનું ૬૮ મું.



મોઠોધર—શહેરના એક ભાગનો દેખાવ. ૬

કંઇક કુદરતી રસાયણ હોવાથી ત્વચા રોગીઓને સારો ફાયદો થાય છે એમ લોકોનું માનવું છે. અને તેથી દુર દેશાવરથી લોકો તેમાં ન્હાવા માટે આવે છે. હાલમાં એવી ન્હાવાની કીસ્તીઓનો વધારો કરવામાં આવ્યો છે. પણ પાણીમાં અગાઉ જેવી ગરમાશ જણાતી નથી. પીરની જગ્યા (દરગાહ) પાસે ઠંડા પાણીનો એક કુંડ છે. તથા બાજુમાં કેટલાક મોટા મોટા મગરમચ્છો છે. અગાઉ કેટલાક ભોળા લોકો તેમની પુજા કરતા અને તેમને સારૂં સારૂં ખવડાવતા હોવાથી તેઓ મસ્ત બની જતાં લોકોને નુકશાન કરતા હોવાથી અંગ્રેજ સરકારે તેમને માટીની દિવાલથી એક ખાડામાં બંધ કરેલા છે. મગરોની સંખ્યા અગાઉ કરતાં હાલ ઘણી ઓછી થઇ ગઇ છે. અગાઉ મગરપીરની ખારેકો ઘણી વખણાતી હતી. મોટરબસોની સગવડને લીધે હાલમાં મગરપીરનું જવું આવવું ઘણું સોંઘું અને સહેલું થઇ પડયું છે

**ધરસાનો છનો**:—એ પીપરી સ્ટેશનથી ૩ ગાઉ દુર આવેલું છે. તે બગીચાઓ માટે પ્રખ્યાત છે.

**મુરાદ મેમણનું ગામ**:—એ મલીર સ્ટેશનથી ૩ ગાઉ દુર આવેલું છે.

**જુંગસાઇ**:—એ રેલ્વે સ્ટેશન છે. ત્યાં ઉતારૂઓની સગવડ માટે રિફ્રેશમેન્ટ રૂમ રાખેલ છે. એ સ્ટેશનથી

નગરઠઠ્ઠા જે ત્યાંથી લગભગ ૧૩ ગાઉ દુર થાય છે, તે તરફ જવા માટે એક પાકી સડક બાંધેલી છે. નગરઠઠ્ઠે પહોંચવાને એ સ્ટેશન પર ગાડીઓ, ઘોડા, મોટરો, ઊંટ વિગેરે ભાડુતી વાહનો મળે છે.

**જમીનઃ**—આ તાલુકામાં નહેરો નથી પણ વરસાદના દહાડામાં વહેતા નાનાં મોટા પાણીનાં નાળાંઓ અને તેવીજ નદીઓ ઘણી છે. તાલુકાની જમીન ડુંગરાવાળી હોવાને લીધે ઘાસ ચારા સિવાય બીજી નિપજની આશા તદન થોડીજ રાખી શકાય છે. છતાં પણ વરસાદના દહાડામાં ખેડુત લોકો કેટલીક જમીન ખેડી અને સાધારણ પાક નીપજાવે છે. આ પ્રકારની જમીન "બારાણી" કહેવાય છે. અને તેમાં ખેતરોનો સમાસ થાય છે આ સિવાય કેટલીક જમીન કોસ અને રેંટીઆની મદદથી કુવામાંના પાણી વડે પણ ખેડવામાં આવે છે એ જમીનને "ચાહી" કહેવાય છે અને તેમાં વાડી કે બગીચાઓનો સમાસ થાય છે.

**રાજ્ય રીતીઃ**—બીજા તાલુકાઓની માફક આ તાલુકાની વસુલાત માટે પણ એક દેશી અમલદારની નીમણુંક કરવામાં આવી છે તેને મુખ્ત્યારકાર સાહેબ કહે છે. તે વસુલાતના કામ સિવાય ખજાનો સંભાળે છે અને ન્યાયનું કામ પણ કરે છે. વળી મુખ્ત્યારકારના હાથ નીચેના તાલુકાના વડા મુન્શીને પણ પોતપોતાની હદમાં

રેવીન્યુ (જમાબંધી) કામના ફેંસલા કરવાની સત્તા અપાયલી છે. જમાબંધી વસુલ કરવાનું ખરૂં કામ તપેદારો કરે છે. અને દરેક તપાની જોખમદારી તે તપાના તપેદાર પર રહેલી છે. દરેક તપામાં ૪ થી ૧૦ સુધી કે ગામડાં હોય છે. તાલુકાના ગામોની સંખ્યા પ્રમાણે તાલુકા તપામાં વહેંચાય છે. દર ચાર કે પાંચ તપેદારના ઉપરી તરીકે એક દેખરેખ રાખનાર તપેદાર હોય છે. તે મુખ્ત્યારકારના હાથ નીચે કામ કરે છે. વળી ફોજદારી ગુન્હાઓના ઇન્સાફ આપવા માટે તાલુકામાં માજીસ્ટેટ નીમવામાં આવેલા છે. તે કામ પર કરાચી જીલ્લાના એક આસિસ્ટંટ કે ડેપ્યુટી કલેકટર જે સબ ડીવીઝનલ માજીસ્ટેટ પણ કહેવાય છે તે પણ નજરદારી કરે છે. વળી તે સ્ટાંપ ખાતાના આસિસ્ટંટ સુપ્રીન્ટેન્ડેન્ટ અને કરાચી શહેરને માટે ઇન્કમ ટેકસ કલેકટર તરીકે પણ કામ કરે છે. નાના દિવાની દાવાઓનો નિકાલ કરવા માટે આ તાલુકામાં જુદા જુદા માજીસ્ટ્રેટો અને કોર્ટો રાખેલાં છે. વળી દસ્તાવેજો રજીસ્ટર કરવા માટે સબ રજીષ્ટ્રાર પણ નિમાયલ છે. આ તાલુકામાં કરાચી એ સિંધની રાજધાનીનું શહેર હોવાને લીધે આ પ્રાંતના લગભગ બધા ખાતાનાં અમલદારો એ શહેરમાં વસે છે. અને તેઓ રાજ્યના જુદાં જુદાં કામો પોતાને મળેલી સત્તા પ્રમાણે સંભાળે છે.



# પ્રકરણ ૧૦ મું.



## ભુગોળની સંજ્ઞાઓની વ્યાખ્યા.



### જમીનના રાજકીય ભાગોની વ્યાખ્યા.

**પરગણું**:—(તાલુકો) જેમાં નાનાં મોટાં ગામો અને શહેરો આવેલાં હોય તેને પરગણું કહે છે. પરગણાના અમલદારને મામલતદાર (મુખ્ત્યારકાર) કહે છે. (કરાચી તાલુકો.)

**શહેર**:—જ્યાં મોટાં છાબંધ અને હારબંધ ઘર, સારાં સારાં ચોટાં અને બજાર હોય અને જ્યાં ઘણો વેપાર ચાલતો હોય તેને શહેર કહે છે. જેમકે (કરાચી શહેર.)

**તપો**:—પરગણાનો નાનો ભાગ જેમાં કેટલાંક નાનાં મોટાં ગામ આવેલાં હોય તેને તપો કહે છે. તપાની દેખરેખ કરનાર અમલદારને તપેદાર કહે છે, જેમકે કરાચી તપો.

**ગામ**:—જ્યાં થોડાંક ઝુંપડાં જેવાં કાદવ કે છાણુ માટીનાં બાંધેલાં ઘર હોય તેને ગામ કે ગામડું કહે છે. આવા સ્થળની વ્યવસ્થા ત્યાંના પટેલ (મુખી) કરે છે, જેમકે (ઘરસાનો છનો.)

## .નના કુદરતી ભાગોની વ્યાખ્યા.

: -જમીનનો જે ભાગ ચારે બાજુએ પાણીથી
વીંટ હોય તેને બેટ દ્વીપ કે ટાપુ કહે છે.
જે ।નોરા )

૨:—જમીનની અણી લાંબી થઇને સમુદ્રમાં
ગએ ।ાય તેને ભુશીર ભુશલાકા, કેપ, હેડ કે પૉઇન્ટ
કહે મકે ( માંઝ )

।:—જમીન પરના ઉંચા ટેકરાને ડુંગર કહે
છે. ૮ ( હાજીજોરા )

હાર ( કતાર ):—ડુંગર કે પર્વત ઘણા ગાઉ સુધી લાંબા ગયેલા હોય તેને હાર કહે છે. જેમકે (કટારી કતાર)

ખરાબો કે ખડક:—સમુદ્રમાંના ટેકરાઓ ભરતી વખતે ન દેખાતાં ઓટ થતાં પાણીની સપાટી પર દેખાઇ રહે છે તેને ખરાબો કહે છે. જેમકે (કરાચીનું બારૂં)

દીવાદાંડી:—ખરાબા સાથે વહાણ અથડાઇને ભાંગી ન જાય માટે તે ઉપર ગોળાકારે એક ઉંચો બુરજ બાંધીને તેમાં આખી રાત બળતો મોટો દીવો રાખે છે. તેને દીવાદાંડી કહે છે જેમકે ( મનોરાની દીવાદાંડી )

કિનારો:—સમુદ્ર પાસે આવેલી જગાને કિનારો કે કાંઠો કહે છે. જેમકે ( કરાચીનો કિનારો )

**બંદર:**—નદી કે દરીયા કિનારે વેપાર હોય અને જ્યાં આગબોટો ને વહાણો આવજા કર તેવા સ્થળને બંદર કહે છે. જેમકે ( કરાચી બંદર

**રાજ્યધાની:**—રાજ્યનું મુખ્ય શહેર જે ... પોતે કે તેનો પ્રતિનીધી રહે છે તેને રાજ ...હે છે. જેમકે ( કરાચી )

**સ્ટેશન:**—જે ઠેકાણેથી આગગાડીમાં ... અને માણુસો ચડ ઉતર કરતા હોય તેવા સ્થળને ...હે છે. જેમકે ( કરાચી સીટી )

## પાણીના કુદરતી ભાગોની વ્યાખ્યા.

**સમુદ્ર:**—ખારા પાણીનો ભાગ મહાસાગરથી નાંનો હોય તે સમુદ્ર કહેવાય છે. જેમકે ( અરબી સમુદ્ર )

**ખાડી:**—જે નદીનું મુખ પહોળું હોય અને જેમાં ભરતી વખતે સમુદ્રનું પાણી આવતું હોય તેને ખાડી કહે છે. જેમકે ( ગીસરીની ખાડી )

**નદી:**—પર્વત કે સરોવરમાંથી મીઠા પાણીનો પ્રવાહ નીકળી ઢળતી જગ્યામાં થઇ સમુદ્ર, સરોવર, કે રણને મળે છે તેને નદી કહે છે. જેમકે ( હબ નદી )

**નદી:**—પર્વત કે સરોવરમાંથી પાણીનો નાનો પ્રવાહ નીકળી થોડે દુર જઇ બીજી નદીને મળી જાય છે તેને નાળું કે નાની નદી કહે છે. જેમકે ( મુંગ નાળું )

જ્યાંથી નદી નીકળે છે તેને નદીનું મુળ કહે છે.

જ્યાં નદી સમુદ્રને મળે છે તેને નદીનું મુખ કહે છે.

:—સરોવર કરતાં નાનો પાણીનો ભાગ ચોતરફ વિંટાયલો હોય તેને તળાવ કહે છે. જેમકે તળાવ )



છાપનાર અને પ્રસિદ્ધ કરનાર,
નંદરામ પીતાંબરદાસ જોશી,
આનંદ સાગર પ્રિન્ટિંગ પ્રેસ,
નંદરામ બિલ્ડીંગ, બીમપુરા–કરાચી.

પાંચમા, છઠ્ઠા અને સાતમા ધો.

કરનાર વિદ્યાર્થીઓ તથા બાળ

નીચેના પુસ્તકો અમારે ત્યાં

ભાવે મળશે.

---

વર્ના૦ ફાઇનલ શિક્ષક

નવી ભુમીતી

આરોગ્ય શિક્ષક

આરોગ્ય શાસ્ત્ર

વર્ના૦ ફાઇનલ શિ

નિબંધ સંગ્રહ

આરોગ્ય શિક્ષિકા

ગૃહવ્યવસ્થા

તે સિવાય નિશાળોમાં ચાલતાં ગ૦
પુસ્તકો, ઇનામના મેળાવડામાં વેચવાના
સાહિત્યના નાની નાની વાર્તાના
કંપાસબોક્સ, ડ્રોઇંગબુકો વગેરે સી
ભાવે મળશે.